## સુધારીને વાંચો.

પૃ૦ ૩૮ લી૦ ૩ શરૂમાં 'તે નં. ૧ ના દહેરામાં છે' એ ઉમેરવું.

પૃ૦ ૩૮ લી૦ ૪ 'નં. ૧ ના દહેરામાં' શબ્દો કાઢી નાંખવા.

પૃ૦ ૬૨ લી૦ ૧૪ 'એવા તો ઘોટાળા ઉભા થાય છે' ને બદલે...
'એવી તો ગેરવ્યવસ્થા થઇ જણાઇ છે.' એમ વાંચવું

મુદ્રકઃ પુરૂષોત્તમદાસ શંકરદાસ.
મુદ્રણસ્થાનઃ ઉત્કૃષ્ટ મુદ્રણાલય,
ફર્નાન્ડીઝ બ્રીજ, રીચીરોડ,
અમદાવાદ.

# ભુમિકા.

ખંભાતનો ઇતિહાસ, ચૈત્યપરિપાટી અને તેની પરિપુર્તિ–ગાઇડ એ પુસ્તિકાને પ્રસ્તાવનાની જરૂર ન હોય. તેના મોટા નામ પરથીજ તેના વિષયોનું ભાન થઇ શકે છે. સંક્ષેપમાં કહેવાનું એજ છે કે તે તૈયાર કરવામાં નીચેના પુસ્તકોનો મુખ્ય આધાર લીધો છે.

ગુજરાતનો પ્રાચીન અને અર્વાચીન ઇતિહાસ, આચાર્ય ધ્રુવ રજત મહોત્સવ સ્મારક ગ્રંથમાથી ગુજરાતના વહાણવટાનો લેખ, સૂરિશ્વર અને સમ્રાટ, ખાદી નિબંધ, સ્થભણપાર્શ્વનાથ ચરિત્ર, જૈનયુગ માસિકના લેખો, સાપ્તાહિક જૈનના કેટલાક લેખો, કોન્ફરન્સની ડીરેકટરી, શ્રીમદ્ બુદ્ધિસાગરસૂરિકૃત જૈનગીતા, ઋષભદેવશ્રાવકનો શ્રી વિજયહીરસૂરિનો રાસ આદિ. એ સર્વના લેખકો અને પ્રકાશકોનો આભાર અત્ર માનવો એ અસ્થાને નહિ ગણાય. લખાણ તપાસી, તેને ગોઠવી, શુદ્ધિ પૂર્ણ કરી તેના પ્રકાશન કાર્યમાં માનસિક અને કાયિક મદદ આપનાર મારા સુહૃદ ચીમનલાલ દ. શાહની સેવા પણ હું વિસરી શકતો નથી.

ચૈત્ય વ્યવસ્થાપક સમિતિ અસ્તિત્વમાં ન હોત તો આ પ્રકાશન તૈયાર કરવા કે પ્રગટ કરવાનું ભાગ્યેજ બની શકયું હોત. ચૈત્ય વ્યવસ્થાપક સમિતિ એ શ્રી સ્તંભતીર્થ જૈન મંડળનું અંગ છે; તેમ છતાં પણ તે સમિતિમાં ખંભાત બહારના ગૃહસ્થોનો પણ ફાળો છે. તે પણ અમે આ પ્રસંગે વિસરી શકતા નથી. તે વખતની તેમની જે મદદને લઇ અમે આજ સુધી કાર્ય કરી શકયા છીયે તે અમને ડગલે અને પગલે સમૃતિપટમાં આશ્વાજ કરે છે. એ સૌ ભાઇઓનો પણ અમે આભાર માનીયે છીયે.

આ પુસ્તિકાની પ્રસ્તાવના લખાવવા કે લખવા અમે તસ્દી લીધી નથી, કારણ કે અમને લાગ્યું છે કે તેની આવશ્યકતા છે પણ ખરી અને નથી પણ. પ્રાચીન અવશેષોના સંગ્રહ માટે જે પ્રયાસ સેવાયો તે માટે પ્રસ્તાવનાની જરૂર છે; પરન્તુ એ વસ્તુ પુસ્તિકામાં સંગ્રહ રૂપે એક કે બીજી રીતે આવી જતી હોવાથી તેની જરૂર નથી એમ પણ લાગે છે.

પ્રભાવક ચરિત્રમાંનું અભયદેવસૂરિચરિત્ર તેમજ તીર્થકલ્પ-માંથી સ્તંભતીર્થકલ્પ લેવાનો વિચાર હતો; પરન્તુ સંસ્કૃતજ્ઞાન કટાઇ જવાને લીધે અમે તેમ કરી શકયા નથી. એ બન્ને ગ્રંથમાંથી કાંઈક વિશેષ પ્રકાશ પડી શકત એમ મારા સુહૃદ ચીમનલાલ દ. શાહને લાગ્યુ છે; પરન્તુ તેમની પ્રવૃતિ હાલ અધિકતર હોઇને તેમજ અન્યની મદદ લેતાં જતાં સમય વધુ લાગવાનો સંભવ હોવાથી એમના એ લોભને હાલ તો તજવો પડયો છે. ફરી વાર કોઈ પ્રસંગ પ્રાપ્ત થશે તો સંસ્કૃતજ્ઞાનવાળાની સ્હાય લઇ અમે એ પર કાંઈ પ્રકાશ પાડવા ઈંતેજાર રહીશું.

ખંભાતનો ઇતિહાસ જૈન અને જૈનતરને ઉપયોગી થવાનો છે, ઉલ્લેખો માત્ર સંપ્રદાયનેજ લાભ પૂરતા છે, તેની પરિપૂર્તિ ખંભાત આવતા જૈન અને જૈનેતર યાત્રાળુઓને જરૂર માર્ગદર્શક નિવડશે એમ અમને લાગે છે. આમ છતાં અમારી પુસ્તિકા જન સમુહને ઉપયોગી નીવડે તેવી કરવાનો વિચાર હોવા છતાંય અમે તેને સાંપ્રદાયિક તો બનાવી દીધી છે તેનો અમને ખેદ છે; પરન્તુ જે સંસ્થાના કાર્ય તરિકે એ તૈયાર કરવામાં આવી તે દૃષ્ટિએ એ વિના કાંઈ વિશેષ કરીયે તેવો સંભવજ ન હતો, છતાંય પણ અમે ખંભાતના પ્રાચીન, મધ્યકાલીન અને અર્વાચીન આર્થિક ઈતિહાસ ઉમેરવાનું સાહસ તો કર્યુંજ છે અને એ રીતે તેની સાંપ્રદાયિકતા ઓછી કરવા પ્રયાસ કર્યો છે અને વાચક તે જોઈ શકશે.

ખંભાતના જૈનોને, ત્યાંના જૈનેતરોને તેમજ જૈન અને જૈનેતર યાત્રાળુઓને આ પુસ્તિકા મદદ રૂપી નીવડો એ અમારી ભાવના છે. અમારા આ નાનકડા પ્રયત્ન પરથી કોઈ પણ જૈન યા જૈનેતર આથી પણ વિશિષ્ટ સંગ્રહ બહાર પાડવાની પ્રેરણા પામશે તો અમારો આ પ્રયત્ન કાંઇક સાર્થક છે એમ ગણાશે. ખંભાતના ઇતિહાસના અનેક આંકડાઓ અમે અમારી મુશ્કેલી અને ઉદ્દેશને લક્ષ્યમાં લેતા છોડી પણ દીધા છે તેથી અમે અણજાણ નથી. તે મેળવવાના સાધનો માત્ ભાષામાં છે એ ઉપર દર્શાવી દીધાં છે. આથી પણ અધિક સાધનો ગવર્નમેન્ટ ગેઝેટીઅર, કનીંગહામ્સ એન્સીયન્ટ હીસ્ટરી, પ્રાચીન ઇતિહાસ તેમજ ઇસ્ટ ઇન્ડીયા કંપનીના દફતરો આદિમાંથી પ્રાપ્ત કરી શકાય એમ છે. આટલી સૂચના કરવાનુ કારણ એજ છે કે ભાવિમાં કોઇને વિશિષ્ટ પ્રકાશન કરવુ હોય તો તેને સાધન મેળવવાં સુગમ થઇ પડે. ખંભાત સ્ટેટ ધારે તો ખંભાતનો સંપૂર્ણ આર્થિક અને રાજકીય ઇતિહાસ તૈયાર કરાવી શકે. ખંભાતની પ્રજા ખંભાતનો ઇતિહાસ નહિ જાણી શકે એ કાંઇ ઓછા દુર્દૈવની વાત નથી. ખંભાતની પ્રજા સમક્ષ આવો ઇતિહાસ મૂકવાની જરૂર છે, તેમાથી પ્રેરણા પીને ખંભાતને સાહસિકતા પ્રાપ્ત થશે અને સાહસની સાથે તેની ગયેલી તેમજ ભૂલાએલી જાહોજલાલી પાછી મેળવી શકાશે. કાળના ગર્ભમાં શુ સમાયુ છે એ અમે નથી કહી શકતા, છતાય આટલી ભાવના અમે રાખીએ એ અસ્થાને તો નથી.

આથી અધિક શુ કહેવાનુ હોય?

લી. સેવક

**મોહનલાલ દી. ચોકશી.**

# નિવેદન.

ખંભાતના જિન ચૈત્યોની તપાસ કરવા શ્રી૦ મોહનલાલ દી. ચોકશી અને શ્રી૦ ચીમનલાલ દ. શાહની સમિતિ નિમાયેલી; જેમણે સં. ૧૯૮૪ ના વૈશાખ માસમાં દહેરાસરોની ફરી મુલાકાત લઈ નવી યાદી તૈયાર કરી; ત્યાર બાદ આઠ વર્ષ પર તૈયાર કરેલી જુની યાદી સાથે તેને સરખાવી તેમાં થયેલ ફેરફારની પણ નોંધ કરી. આવી તપાસસમિતિ વર્ષમાં બેથી ત્રણ વખત તપાસ કરવા માટે નિમવામાં આવે છે; અને તે પ્રમાણે કયારેક તપાસ થતી પણ રહે છે. તપાસસમિતિના એ બે સભ્યોએ જે મહેનત લીધી છે, તે ઉપરાન્ત ખંભાતનો ઇતિહાસ, જૈન ઇતિહાસ, શિલાલેખના વૃત્તાંત, આદિની જે ગુંથણી કરી તેને છપાવવાનું જે સાહસ, કાળજી અને ખંત દાખવી છે તે માટે અમે તેમના પ્રતિ અત્ર આભાર પ્રદર્શિત કરીયે છીયે.

લી સેવક,

**લલ્લુભાઈ છો. શાહ** — **ઠાકોરલાલ છોટાલાલ**
**દલસુખભાઈ કે. શાહ** — પ્રમુખ.
મંત્રીઓ. — **મોહનલાલ દી. ચોકશી**
ઉપ. પ્રમુખ.

ॐ

## સ્થંભતીર્થ યા ખંભાતનો ઇતિહાસ

અને

# ચૈત્ય પરિપાટી.

મંગલાચરણ:

जयत्यसौ स्तंभनपार्श्वनाथः प्रभावपूरैः पूरितं लनाथः ।
विघ्न सधन्वन्तरयैव येन कुष्टोपतापोऽभयदेवसूरी ॥

તીર્થ:

तारयति इति तीर्थः અર્થાત્ સંસાર રૂપ દુઃખસાગરમાંથી પોતની માફક ડુબતા બચાવી લઈ, રક્ષણ આપી, અને પાર ઉતારે તેનું નામ તીર્થ.

અઢાર દૂષણોને સર્વથા દૂર કરી બાહ્ય લક્ષ્મી રૂપ આઠ પ્રાતિહાર્ય અને આંતરિક લક્ષ્મી રૂપ ચાર અનુપમ અતિશય જેને પ્રાપ્ત કર્યા છે એવા અરિહન્ત એ ભાવ તીર્થ છે. તેમના ઉપદેશ રૂપ અમૃતવર્ષણથી કોટી જીવોના કલ્યાણ થયા છે અર્થાત્ તે દ્વારા આત્મશક્તિની પીછાણ કરી અગણિત આત્માઓ ભવસમુદ્રમાં બુડતાં બચી, તરી ગયા છે. એટલુંજ નહિ પરન્તુ, તેના અવલંબન દ્વારા ભાવિકાળમાં પણ સંખ્યાતીત જીવો આત્મસંપત્તિની સાધના કરી શકે તેમ છે. આઠ કર્મરૂપ મહાન શત્રુઓને જડમૂળથી ઉખેડી ફેંકી દઇને જ્ઞાન, દર્શન, ચારિત્ર અને વીર્યરૂપ અનંત ચતુષ્કને મેળવી ભાવદયાથી સમસ્ત પૃથ્વીતળ પર વિહરી બોધ રૂપ વારિસિંચનથી ભવ્યજીવોના હૃદયપદ્મોને વિકસ્વર કરનાર એવા તીર્થંકર પરમાત્મા જે સ્થાને જન્મ્યા હોય, જે સ્થાને બાળક્રિડા કરી હોય, જે સ્થાને

દીક્ષાગ્રહણ કરી હોય, જે સ્થાને વિહર્યા હોય, જે સ્થાને કૈવલ્ય-સંપત્તિ પ્રાપ્ત કરી હોય, જે સ્થાને મોક્ષસંપત્તિ હસ્તગત કરી હોય, એ મહાનુભાવના હૃદયમાં અનુભવાતી અનુપમ સમતાભાવનાના પ્રતાપે જે સ્થાનના પરમાણુઓમાં સાત્વિક શિતળતા ઓતપ્રોત થઇ રહી હોય, જે સ્થાનની કુદરતી આકર્ષણશક્તિ અને નિવૃત્તિપ્રધાનતાથી પ્રેરાઇને અનેક સાધુ આત્માઓએ અનશન કરી કાયમને [illegible] જડ-પુદ્ગલના રસને તિલાંજલિ દઇ આત્મસાક્ષાત્કાર અનુભવ્યો હોય એ સર્વ ભૂમિઓ તીર્થભૂમિ યા દ્રવ્યતીર્થ છે.

બીજી દૃષ્ટિએ વિચારીયે તો અરિહન્ત એ જંગમ તીર્થ છે, જ્યારે તીર્થભૂમિ એ સ્થાવર તીર્થ છે. એ દરેકની ભાવપૂર્વક સેવા એ આત્મકલ્યાણપ્રદ છે. આવા સ્થાવર તીર્થોના મહાત્મ્યથી પ્રેરાઇ, પૂર્ણતા અનુભવનાર મહાન નરપુંગવોની મૂર્તિ યા પાદુકાની સ્થાપના કરી હોય છે અને સુરિમંત્ર પ્રાપ્ત કરનાર પ્રાભાવિક સતોના હસ્તે તેની અંજનશલાકા અને પ્રતિષ્ઠાનવિધિ પણ થઇ હોય છે; આ કારણે ત્યાંના વાતાવરણ એટલાં નિર્મળ, પવિત્ર, પૂનિત અને શાન્તિપ્રદાન હોય છે કે ત્યાં પહોંચી ગયેલ આત્મા ગમે તેવા સંસારતાપથી તપ્ત હોય, પાપી હોય, અસંયમી હોય, તો પણ તેવાને પણ રૂંવે રૂંવે તેની અસર અલ્પાધિક પ્રમાણમાં થાયજ છે. તે પ્રસંગે તે મહાન નરપુંગવોએ અનુભવેલ આત્મસંપત્તિ રૂપ ઉચ્ચ-મહાન જીવનની સ્મૃતિ તેને આત્મામાં ડોકિયાં કરવા પ્રેરણા આપે છે, પરિણામે તે પશ્ચાતાપ રૂપ પાવકજ્વાળાથી પવિત્ર બને છે. આ વસ્તુસ્થિતિ અનુભવગમ્ય છે. 'જિન પડિમા જિન સારિખી,' એ આગમવચનમાં શ્રદ્ધા રાખી જિનેશ્વરના પદપંકજમાં લીન બનનાર આધિ, વ્યાધિ અને ઉપાધિરૂપ ત્રિવિધ તાપથી મુક્ત થાય છે; તેજ પ્રકારે જીવો આવા સ્થાનોમાં પૂર્ણ આત્માની શાન્તિનો પણ અનુભવ મેળવી શકે. આવા અનુભવનો મુખ્ય આધાર ધ્યાનની એકાગ્રતા અને ભાવની પ્રબળતા પર છે.

## તીર્થના પ્રકાર:

તીર્થસ્થાનોનો મહિમા અચિંત્ય છે. તેના પાંચ વર્ગ પાડી શકાય: (૧) કલ્યાણકભૂમિઓ, (૨) અનશનભૂમિઓ, (૩) નૈસર્ગિક સૌન્દર્યમય ભૂમિઓ, (૪) ચમત્કારિક બનાવોના સબંધવાળી ભૂમિઓ અને (૫) સ્થાપનાનિક્ષેપદ્વારા નિર્મિત થયેલ ભૂમિઓ.

અયોધ્યા, રત્નપુરી, ચંપાપુરી, પાવાપુરી, કાકંદી, સમેતશેખર, ગિરનાર, હસ્તિનાપુર આદિ પ્રથમ વર્ગની; શત્રુંજય આદિ બીજા વર્ગની, અર્બુદાચલ (આબુ), તારંગા, ગુણશીલવન ચૈત્ય, તાળધ્વજ (તળાજા), નાકુલાઇ, રાણકપુર આદિ ત્રીજા વર્ગની, કેસરીયાજી, અંતરીક્ષજી, મક્ષીજી, શંખેશ્વરજી, સ્થંભણજી આદિ ચોથાવર્ગની અને જ્યાં એક યા અનેક જિનાલય છે એ પાંચમા વર્ગની તીર્થભૂમિઓ છે, સૂત્રમાં કથન છે કે:

'જે કોઇ નામ તીર્થ સ્વર્ગ, મૃત્યુ કે પાતાળ લોકમાં અસ્તિત્વ ધરાવતું હોય અને જ્યાં એક યા અનેક જિનબિંબ હોય તે સર્વને નમસ્કાર' આ વચન, ઉપરના વર્ગીકરણમાંના પાચમા વર્ગની જ પુષ્ટિ કરે છે.

## ખંભાતનો મહિમા:

ખભાત યા સ્થંભણપુર જ્યાં શ્રી૦ સ્થંભણક પાર્શ્વનાથનુ ચમત્કારિક નિલમનું બિમ્બ બિરાજમાન છે તે ચોથા પ્રકારનું તીર્થ છે તે ઉપરના વર્ગીકરણ પરથી સ્પષ્ટજ છે. આ ઉપરાન્ત અતિ પ્રાચીન મૂર્તિવાળા ત્યાં અનેક દેવાલયો છે, જેમાં પરમ આર્હત્ સમ્રાટ સંપ્રતિજી ભરાવેલ અનેક મૂર્તિઓ હજી પણ દૃષ્ટિગોચર થાય છે. આ કારણથી સ્થંભતીર્થનો ઉલ્લેખ પ્રાચીન તેમજ અર્વાચીન,

પ્રાકૃત તેમજ સંસ્કૃત ગ્રન્થોમાં અને તે ઉપરાન્ત સ્તવન, સ્તોત્ર, રાસાઓ આદિમાં ઉપલબ્ધ છે:

અંતરિક્ષ વરકાણો પાસ, જીરાવલો ને થંભણ પાસ. (સકલતીર્થ)
સેરીસરો, શંખેસરો, પંચાસરોરે; ફલોધિ, થંભણપાસ. (તીર્થમાળા સ્તવન)

अस्त्यानंदपुरं फलवर्धिनगरी श्रीसत्यनाम्नापुरं
नासिक्यं भृगुकच्छमगदपुरं सोपारकं विस्तृतम्।
मोढेरं मथुराग्हिलनगरं श्रीस्तंभणपावनं
तत्र श्री ऋषभादयो जिनवराः कुर्वन्तु वो मंगलम् ॥

આ તો માત્ર નિર્દેશો છે; પરન્તુ તે ઉપરાન્ત ભૂતકાળમાં એક સમૃદ્ધિશાળી નગર તરીકે, અતિ વ્યવસાયના અજોડ સ્થાન તરીકે, ગુજરાતના પ્રખ્યાત અને અગ્રગણ્ય બંદર તરીકે પણ ખંભાતનું ગૌરવ ઓછું નથી. તેથી અર્વાચીન પરિસ્થિતિમાં પદસંચાર કરતાં પૂર્વે તેના ભૂતગૌરવ પર બાઝેલાં થરો ખસેડી આપણે તેની નીચેની વસ્તુઓનું અવલોકન કરીયેઃ તેનાપર કાળના કેવા કરાળ સપાટા લાગ્યા છે, ચડતી પડતીના કેવા ચમકારા તેણે અનુભવ્યા છે, અસ્તોદયરૂપ સર્વત્ર ગતિમાન ચક્ર તેના પર કેવી રીતે ફરી વળ્યું છે આદિ. પ્રાચીન કાળની ત્રંબાવટી નગરી રૂપે, સ્થભણપુરના ચમત્કારિક બનાવ રૂપે, ભૂતકાળની જાહોજલાલી રૂપે ખંભાત નિરખવાને આપણે તેના પ્રાચીન, મધ્યકાલીન અને અર્વાચીન ઇતિહાસમાં ડુબકી મારવી પડશે. તેનું ભાવિ શેમાં ઉજ્જવલ રહેલું છે એનું પણ વિચારમનન કરવું પડશે અને ત્યારેજ આપણે તેના ભૂત-વર્તમાન-અને ભવિષ્યના મહાત્મ્યને નીરખી શકીશું.

નીચે કરેલા ઉલ્લેખો ઐતિહાસિક છે જે 'ગુજરાતના પ્રાચીન અને અર્વાચિન ઇતિહાસ' તેમજ 'વસન્ત_રજત મહોત્સવ સ્મારક ગ્રન્થ' માંના 'આપણા વહાણવટા'ના લેખમાંથી લીધા છે અને જે

જૈન ઉલ્લેખો છે તે તે સંપ્રદાયના રાસાઓ, સ્તવન, પ્રાચીન ગ્રન્થો આદિમાંથી છે.

## ગુજરાતના પ્રાચીન ઐતિહાસિક ઉલ્લેખો:

અણુહિલવાડના રાજાઓના સમયમાં ખભાતનું અસલ નામ 'ગંભૂત' બદલાઇને સ્થંભતીર્થ પડ્યું હતું. રાષ્ટ્રકુટના ગોવિંદ રાજાની સામે થનાર સ્તંભ રાજાને ખભાત સાથે કાંઇ સંબધ હોવો જોઇએ. (ઇ. સ. ૮૦૦–૮૦૮)

ખભાતના સગાળવસહિકાના ચૈત્યમાં આચાર્યશ્રી હેમચંદ્રની દીક્ષા થઈ હતી અને પરમાર્હત્ કુમારપાળ રાજાએ તેનો જીર્ણોદ્ધાર કરાવ્યો હતો. સોલંકી રાજાઓના સમયની અને તેમાં પણ રાજા સિદ્ધરાજ અને કુમારપાળના સમયની ખંભાતની જાહોજલાલી તો સુવિદિત છે એટલે તે સંબધી ઉલ્લેખો ટાંકયા નથી. (ઈ. સ. ૧૨૦૦)

ખંભાતના એક સૈયદ નામના વેપારીએ ત્યાંના મંત્રીશ્વર વસ્તુપાળ સાથે કજીઓ કર્યો; સૈયદે ભરૂચના શંખનામના સરદારની મદદ લીધી, પરન્તુ વસ્તુપાળે લુણપાળની સહાયથી તેણે હરાવ્યો; લુણપાળ આ લડાઇમાં ઘાયલ થયો અને થોડા વખતમાં મૃત્યુ પામ્યો. ખભાતની પ્રજાએ વસ્તુપાળની જીતથી ખુશી થઈ તેનુ બહુમાન કર્યું. લુણપાળના મરણની જગ્યાએ મંત્રીએ 'લુણપાળ-પતિ'નું દેવળ બાંધ્યું. સૈયદને પકડી તેની મિલ્કત જપ્ત કરી. તેમાંની કિંમતી વસ્તુઓ રાજા વીરધવળે ગ્રહણ કરી ધૂળનો મોટો ઢગ અને કેટલીક વસ્તુઓ મંત્રીને ઇનામ આપી. મંત્રીના પુણ્યપ્રતાપે ધૂળ પણ સોના રૂપા તરીકે કામમાં આવી; કારણકે સૈયદના ઘરમાં એક વખત અગ્નિનો ઉપદ્રવ થયો હતો જેમાં તેના દરદાગીના ધૂળ ભેગા થયા હતાં. કહેવાય છે કે મંત્રીશ્વર એ સર્વ મિલ્કત લઇ શત્રુંજય પ્રતિ જતા હતા ત્યારે રસ્તામાં તે મિલ્કત સંતાડવા હડાળક

ગામ આગળ ખાડો ખોદતાં નવું ધન પણ તેમને પ્રાપ્ત થયું. તેજપાળની પત્ની અનુપમાદેવીએ આ સર્વ સંપત્તિ શત્રુંજય, ગિરનાર અને અર્બુદાચલ પર ખર્ચવાની સૂચના કરી. બન્ને ભાઇઓએ એ સૂચના પ્રમાણે અમલ પણ કર્યો. અર્બુદાચલના ભવ્ય કોતરકામની સાથે જેમ વસ્તુપાળ અને તેજપાળનાં નામ અમર છે તેમ સૂચના કરવામાં અને કારીગરોની સગવડ સાચવવાની યુક્તિ બતાવી અમલમાં મૂકાવનાર એ અજોડ દેવાલયની રચનાના ઇતિહાસમાં અનુપમાદેવીનું નામ પણ અમર છે. (ઇ. સ. ૧૨૭૫)

કરણ વાઘેલા પર વિજય મેળવી અલફખાન અને નસરતખાન ખંભાત લુટવા ગયા અને ઘણી લુટ મેળવી. (ઈ. સ. ૧૩૦૦) તે વખતે ખંભાત વેપારીઓથી વસેલું અને સમૃદ્ધિસંપન્ન હતું. નસરતખાને અહીંથી એક વેપારીના દેખાવડા ગુલામને પકડયો અને અલ્લાઉદ્દીનને ભેટ કર્યો. તે ગુલામ એ મલેક કાફુર અને અલ્લાઉદ્દીનનું પ્રીતિપાત્ર; પરિણામે એ માનીતો સરદાર પણ બન્યો અને રાજગાદી પણ પચાવી પડયો.

## <u>ખંભાતનો પ્રાચીન વેપારઃ</u>

દશમી સદીમાં ખંભાત વેપારનું મોટું મથક હતું, તે વખતે આં નાળીયેર, કેરી, લીંબુ, ભાત (ચોખા), અને મધ ઘણાં થતાં; ચામડાના પણ અનેક ઘાટ બનાવાતાં અને તેમાં ખંભાતની મોજડી એક પંકાતી વસ્તુ હતી. ખંભાતના વેપારીઓમાં આરબ અને ઇરાની વેપારીઓ પણ હતા, તેઓએ ત્યાં મસ્જીદો બંધાવી હતી અને તેઓ હિન્દુ રાજાના છત્રતળે નિર્ભયપણે રહેતા અને વેપાર પણ કરતા.

અગિયારમી સદીમાં કચ્છ અને સોમનાથના ચાંચીઓના અરબી સમુદ્રમાં ત્રાસને પરિણામે ખંભાતનો વેપાર વધુ સતેજ હતો. આસ-

પાસના મુલકમાંથી વધારામાં સુંઠ અને કપાસ; કચ્છથી ગુલામ અને સુગંધી; આવાથી ખાંડ અને ઉત્તર હિન્દમાંથી મુલતાન થઇ તેજાના આદિ માલ અહીં આવતો અને દેશાવર ચઢતો. ખંભાતનો વેપાર સમુદ્રમાર્ગે પશ્ચિમમાં ઇરાન, અરબસ્તાન અને આફ્રિકાના સોફાલા બંદર સુધી અને પૂર્વમાં મલબાર, કોરોમાન્ડલ અને ચીન સુધી હતો.

બારમી સદીમાં ખંભાતના જાવક માલમાં મુખ્યતઃ ઘઉં, ચોખા, ગળી અને તીર બનાવવાની લાકડીઓ હતી. ચાંચીઆઓનો ત્રાસ હજી પણ હતો, પરન્તુ અણહિલવાડના સોલંકી રાજાઓએ ખંભાતમાં એક કીલ્લો બાંધી તેનું રક્ષણ કર્યું હતું.

તેરમી સદીમાં ખંભાત એ હિન્દના બે મોટા બંદરોમાંનું એક હતું. અહીથી ગળી, રૂ, બારીક કાપડ પરદેશ જતુ. ચામડાનો વેપાર પણ ઘણો હતો. આવક માલમાં સોનું, રૂપુ, તાંબુ અને સુરમો હતાં; રાતા સમુદ્રની આસપાસના મુલકમાંથી તેમજ ઇરાનના બંદરોએથી ઘોડાઓ પણ આવતા. આ પ્રસંગે પારસી વેપારીઓનો ઉમેરો થઇ ચૂકયો હતો. ખલાસીઓ રજપુત અને કોળી હતા. ખંભાતના દરીયામાં જો કે ચાંચીયાઓનો ત્રાસ ન હતો પરન્તુ, અરબી સમુદ્રમાંનો તેમનો ત્રાસ ચાલુજ રહયો હતો.

## ખંભાતનો મધ્યકાલીન વેપાર:

'બારબોસા' નામના મુસાફરે ઘણા વેપારવાળાં અને તવગર ગુજરાતના બાર બંદરો ગણાવ્યાં છે તેમાં ખંભાત મુખ્ય છે. દશમી સદીથી ખંભાત વેપારનુ મોટું મથક હતુ. ચૌદમી સદી સુધી એ કીર્તિ કાયમ રહી હતી. બાર બંદરોનાં નામ નીચે પ્રમાણે છેઃ (૧) પટે નિકસ (પટ્ટણ સોમનાથ–હાલ વેરાવળ) (૨) મંગલોર (કાઠીયાવાડનું માંગરોલ) (૩)દીવ, (૪) ગોગારી (ગોઘા)

(૫) બરબિસિ, (ભરૂચ) (૬) ગંદાર, (ગંધાર) (૭) ખંભાત, (૮) રવેલ (રાંદેર), (૯) સુરત, (૧૦) ડેન્વી (ગણદેવી) (૧૧) બકસઈ (વસાઇ) અને (૧૨) તાનામયંજુ (થાણા મહિમ.)

પંદરમી સદીમાં ખંભાતના જાવક માલમાં લાખ, જટામાશી, ગળી, આમળાં, રેશમી કાપડ, અને કાગળ મુખ્ય હતાં. કાગળનો ઉદ્યોગ આખા હિન્દમાં ખભાતમાંજ હતો એમ 'નિકોલા કોન્તિ' નામે મુસાફર (ઇ. સ. ૧૪૧૦–૪) લખી ગયો છે. પંદરમી સદીની આખરે (૧૪૯૮) ફીરંગીઓ હિન્દમાં આવ્યા અને દરીયાઇ વ્હેપાર તેમના હાથમા જતો રહેવાની દહેશત ઉભી થઇ. શરૂઆતમા તેઓ ન ફાવ્યા, પરન્તુ સમય જતાં તેમનું બળ વધતાં (ઈ. સ. ૧૫૩૩) ગુજરાતના સુલતાન બહાદુરશાહને એવી સરત કરવી પડી કે ગુજરાતના વહાણો ખંભાતથી નીકળી રાતા સમુદ્રમાં જવા નીકળે તો તેઓએ વસાઇ આવી ફીરંગીઓને હકસાઇ આપવી. ફીરંગીઓ પાસેથી પરવાનો લીધા વિના કોઇપણ વહાણ ખંભાત છોડે નહિ અને ગુજરાતમાં કોઇપણ મનવાર બાંધે નહિ.

સોળમી સદીમાં ખંભાતના મથાળા આગળનો ભાગ પૂરાઇ જવાથી ફક્ત નાનાં વહાણુ અને તે પણ મોટો જુવાળ હોય તે વખતે ખંભાત આવી શકતાં. નાની હોડીઓ મારફતે દીવ, ગોઘા અને ગંધાર બંદરે ઉતરેલ માલ ખંભાત લાવવામાં આવતો. આમ છતાં ખંભાતનો વેપાર પાછલી સદીની માફકજ કાયમ રહ્યો. જમીન માર્ગે વેપારની આવક જાવક અમદાવાદ અને રાધનપુરના માર્ગે થઇ ઠેઠ લાહોર, આગ્રા અને સિંધના નગર ઠઠ્ઠા સુધી હતી. આ રસ્તે માલ ગાડાં અને ઉંટ દ્વારા જતો. રસ્તામાં લુંટના ત્રાસને લઇ હારબંધ વણઝારાની શ્રેણિ ચાલતી અને સાથે ભાટ રહેતો. જેની ત્રાગુ કરવાની ટેવથી માલ ઘણી વાર લુંટાવા પામતો નહિ. તે સદીનો આવક માલ નીચે પ્રમાણે હતો; તાંબું, સીસું, પારો,

હિંગલોક અને ફટકડી એ એડન, ગોવા અને ચેઉલથી; સોનું એ મક્કા, હોરમઝ, એબીસીનીયા અને આફ્રિકાથી; ચાંદી એ રાતા સમુદ્ર અને ઇરાની અખાતના પ્રદેશમાંથી; હીરા એ દખ્ખણથી; માણેક એ પેગુ અને સિંહલદ્વીપથી; પોખરાજ અને લસણીયા હીરા એ સિંહલદ્વીપથી; ભૂરાં ઝવેર (વૈદુર્ય) અને નીલમ એ ઇરાનથી; ચોખા, એલચી, સોપારી, નાળીયેર એ મલબારથી; ઘઉં અને જવ એ માળવાથી; પાન એ અરબસ્તાન, મલબાર અને વસાઇથી; મજીઠ અને સુંઠ એ અરબસ્તાનથી; કીસમીસ, ખજુર, કસ્તુરી અને રૂબાબ એ ઇરાનથી; ગુગલ આદિ સુગંધી એ સિંધથી; ગળી અને તેજાનો એ લાહોરથી; રેશમ, હરડાં, બેહડાં અને તેજાનો એ લાહોર અને કાબુલથી; લવિંગ એ મોલ્યુકાસથી; જાયફળ અને જાવંત્રી એ પેગુ અને બાંડાથી; સુખડ એ તિમોરથી; કપુર, એ બોર્નીયો અને સુમાત્રાથી; ગરમાળો એ મલબારથી; તજ એ સિંહલદ્વીપ અને મલબારથી; મરી એ બંગાળા, મલબાર, સિંહલદ્વીપ, સુમાત્રા અને જાવાથી; ઘોડા એ અરબસ્તાન, ઇરાન, અને કાબુલથી; હાથી એ સિંહલદ્વીપ અને મલબારથી; પરવાળાં એ રાતા સમુદ્રના પ્રદેશથી; મોતી એ ઇરાની અખાતના બંદરો અને સિંહલદ્વીપથી; હાથીદાંત આફ્રીકાથી; કાચબાની પીઠનાં હાડકાં અને કોડી એ માલદીવથી; કણુતરની અગાર (રંગવા માટે) એ આફ્રીકાથી; લાખ એ પેગુ અને માર્ટાબાનથી; કસ્તુરી એ આવાથી; અમ્બર એ આફ્રીકા, સોકોટ્રા અને માલદીવથી; મખમલ, કીનખાબ અને ઉનનાં કપડાં એ રાતા સમુદ્રના પ્રદેશથી; ઝીણી મલમલ એ બંગાલ અને કોંકણથી; અને બિલોરી કાચ એ ચીન અને માર્ટાબાનથી.

જાવક માલ નીચે પ્રમાણે હતો; ભાત એ સિંધ, કોંકણ, મલબાર, આફ્રીકા અને અરબસ્તાનમાં; બાજરી એ મલબાર અને

આફ્રીકામાં; મઉં એ મલબાર, અને આફ્રીકામાં; કહોળ અને તલ એ મલબારમાં; રૂ એ મલબાર અને અરબસ્તાનમાં; સુંઠ અને મરી ઇરાનમાં; અફીણ એ ઇરાન, મલબાર, પેગુ અને મલાક્કામાં; લાહોર, આગ્રા, સરખેજ અને નડિઆદથી આવેલ ગળી એ કોંકણના બંદરોમાં; ઘોડા એ મલબાર અને કોંકણમાં; અકીકના ઘરેણાં એ મલબાર, અરબસ્તાન, રાતા સમુદ્રના પ્રદેશો અને આફ્રીકાના પૂર્વ પ્રદેશોમાં. આ ઉપરાન્ત સુતર, રેશમી અને સુતરાઉ કાપડ, કામળી, શેત્રંજીઓ, પેટી, પલંગ, સુડ, હરડાં, બેરડાં, ચરગખાર, ખાંડ હીંગ, પાઘડી, ખરાદી કામ અને હાથીદાંતનાં રમકડાં ખંભાતથી બધા દેશોમા જતા. આ બધામાં સુતરાઉ કાપડ એટલું બધુ ચઢતું હતુ કે તે વખતે ખંભાતને 'આખી દુનીયાનું વસ્ત્ર' કહેતા હતા.

ખંભાતના વેપારીઓમાં હિન્દુ અને મુસલમાન હતા. હિન્દુ વેપારીઓની આડત ઘણા મુલકમાં હતી; આ ઉપરાંત કેટલાએક દાભોલ, કોચીન અને કલીકટમાં આચાર વિચાર પાળીને એક જથે રહેતા; મુસલમાન વેપારીઓમાંના કેટલાએકે ખંભાતમાં વતન કર્યું અને કેટલાએક વેપાર માટે પ્રસંગોપાત આવતા. ફીરંગી અને યુરોપીયન વેપારી પણ આવતા. માલ વેચવા ખરીદવામાં દલાલની જરૂર પડતી; આ દલાલો વાણીયા હતા અને તેમની શાખ સારી હતી.

સોળમી સદીમાં અમદાવાદથી કીનખાબ અને રેશમી તેમજ સુતરાઉ કાપડ ખંભાત આવતુ. અને ત્યાંથી વહાણોમાં કેન અને પેકીંગ વચ્ચેના બંદરે જતાં. આફ્રીકાના બંદરોમાં આ સુતરાઉ કાપડનો એટલો બધો ખપ હતો કે તેની જેટલી કિંમત થતી તેટલી સોનામાં આપવામાં આવતી. કાપડ ઉપરાન્ત માળવાનું અફીણ, ગળી, મઉં, તમાકુ આદિ પણ બહારના મુલકમાં જતાં;

અને બદલામાં એડનથી તાંબુ, પારો, હીંગલોક અને ગુલાબજળ; અરબસ્તાનથી સોડા; આફ્રિકાના પૂર્વ કાંઠાથી સોનું, હાથીદાંત, મીણ અને અમ્બર; મલબાર, સિંહલદ્વીપ અને પેગુથી સોપારી, નાળીયેર, અને મરી; બંગાલથી ખાંડ અને મલમલ; જાવાથી જવાહીર અને કસ્તુરી; અને મલાક્કાથી તેજાનો અને ચીનનો માલ આવતો.

ઈ. સ. ૧૫૭૩થી ૧૬૦૯ સુધીમાં અમદાવાદ, ખંભાત અને સુરત એ ત્રણ ગુજરાતનાં મોટાં અને તવંગર શહેર હતા અને એ દરેક વારા ફરતી લુંટાયા પણ હતા. ઈ. સ. ૧૫૭૩માં હુસેન મીરઝાંએ ખંભાત લુંટયું હતું. એ વેળા ખંભાતથી અમદાવાદ કે ભરૂચ એકલ દોકલ જવું એ બીનસલામતીભર્યું હતું.

સતરમા સઇકાના યુરોપીયન મુસાફરો ખંભાત વિષે નીચે પ્રમાણે લખી ગયા છે.

૧૫૯૮. ખંભાતનો વેપાર એટલો બધો છે કે જો તે મેં જાતે ન જોયો હોત તો હુ તે માનત પણ નહિ.

(સીઝર ફેડ્રિક.)

૧૬૨૩ એ શહેર ઘણીજ વસ્તીવાળુ અને ઘણાં મોટાં પરાંવાળુ છે અને ઘણાં વહાણો ત્યાં એકઠાં થાય છે.

(ડિલાવેલી.)

૧૬૩૮ સુરત સાથે સરખામણી થાય નહિ, એટલુ બધુ મોટું ખંભાત છે. (મેન્ડલસ્લો.)

૧૬૬૩–૭૧ સુરત કરતાં બમણું મોટું ખંભાત શેહેર છે. (ઓગલીઅસ.)

અખાતનાં મથાળાનો ભાગ પુરાઈ જવાથી ખંભાતનું વેપારી

મથક તરીકેનું મહત્ત્વ સત્તરમી સદીમાં પલટાયું; આગલી સદીઓના વેપારના પ્રમાણમાં વેપાર ઘણો કમી થયો. તેમ છતાં પણ પૂર્વમાં સુમાત્રા અને પશ્ચિમમાં ઇરાની અખાતના બંદરો સાથેનો વેપાર કાયમ હતો. સુતરાઉ અને રેશમી કાપડ હિન્દ બહારના મુલક માટે અહીંથી હજી પણ જતું અને બદલામાં તેજાનો, ખજુર આદિ માલ આવતો. ઇંગ્રેજ, ફ્રેંચ, વલંદા આદિએ આ સૈકામાં પોતાની કોઠીઓ પણ નાંખી હતી, જેમાંની કોઇક હૈયાત હોઇ કાર્યાલય (ઓફીસ) તરીકે વપરાય છે.

ખંભાત હવે સુરતથી ઉતરતું ગણાતું હતું; તો પણ ત્યાંથી અકીક. અનાજ, રૂ, તંબાકુ, ગળી, મીઠું, હાથીદાંત, રેશમી-સુતરાઉ કાપડ અને જરીકામ દેશાવર જતું. ખંભાતનું જરીકામ ઘણુંજ પંકાતું. આ વેપારને ધક્કો પહોંચવામાં બીજાં કારણો સાથે માલપર લેવાતી જકાતને પણ સંબંધ હતો, કે જે વધારે અને ત્રાસદાયક ગણાતી.

## ખંભાતના અર્વાચીન વેપાર.

ઇ. સ. ૧૭૭૫ માં રાઘોબાએ કર્નલ કીટીંજ સાથે ખંભાત આવી શહેરની ઉત્તરે નારાયણ સરોસર આગળ પડાવ નાંખ્યો; નવાબે સમય વર્તી નજરાણો કર્યો.

ઇ. સ. ૧૮૭૭-૭૮ મા ખંભાતનો આવક માલ ૧૩ લાખનો અને જાવક માલ નવ લાખ રૂપીયાનો હતો. આમ અનેક સૈકાઓથી સાહસિક અને ચતુર જાતિઓનું ખંભાત એ વતન બની ગયું છે.

વીશમી સદીની શરૂઆત સુધી પણ ઇરાની અખાતના જેદ્દા આદિ બંદરોમાં ખંભાતનું કાળું રેશમી કાપડ શેઠ. ખુબચંદ અનુપચંદની પેઢી મારફત જતું નજરે દીઠું છે; જેને બંધ થવાને માત્ર દશકો વીત્યો છે.

## ઉપસંહાર.

સોલંકી રાજાઓના સમયમાં ખંભાત એ વેપારનું કેન્દ્ર હતું; એની ખરેખરી જાહોજલાલી દશમા સૈકાથી શરૂ થઇ સોળમી સદી સુધી ચાલી; અને પછી પણ બે સૈકા સુધી તે ભાંગવા છતાં પણ પોતાનો વેપાર જાળવી રહ્યું. ત્યાર પછી તેની પડતી શરૂ થઇ છે; જે હજી ચાલુજ છે.

ખંભાતનું નામ પરદેશમાં એટલું તો મશહુર હતું કે પરદેશીઓ સુલતાન બહાદુરશાહને ખંભાતના રાજા તરીકે ઓળખતા; સોળમી સદીમાં ઇંગ્લાંડની ઇલીઝાબેથ રાણીએ અકબરને લખેલ પત્રમાં તેણીએ 'ખંભાતના બાદશાહ' તરીકે તેને સંબોધેલ છે. તે વેળા ખંભાત 'દુનીઆનું વસ્ત્ર' ગણાતું. અઢારમી સદીમાં અને તેના અંત સુધી ખંભાતે સર્વથી વધારે યુરોપીયન મુસાફરોનું ધ્યાન ખેંચ્યું છે.

ઇ. સ. ૧૫૦૩ માં વેરથમા નામે મુસાફર લખે છે કે ખંભાતથી ચેવલના કિનારા સુધી ગુજરાતની સત્તા હતી. ખંભાતના જે વણીકો ચેવલ વેપારાર્થે ગયેલા તે આજે પણ 'ચેઉલી' તરીકે ઓળખાય છે. પંદરમી સદીની શરૂઆતથી નૌકાયુદ્ધમાં ઉતરવાના સંયોગો ઉત્પન્ન થયા. આ લડાઇઓ ખંભાતના અને તેના તાબાના બંદરોમાં નૌકાસૈન્યની લડાઇને નામે પોર્ટુગીઝ હેવાલોમાં છે. સુલતાન બહાદુરશાહે ખંભાત અને દીવ વચ્ચે મુસાફરી કરી હતી, તેનો ઉલ્લેખ તારીખે બહાદુરશાહીનો કર્તા જે ખંભાતનો દરોગો ( Customs officer ) હતો તેણે પોતે નજરે જોએલી હતી.

તે લખે છે કે નવી બંધાયેલી મનવારો જોવા બાદશાહ બહાદુરશાહ ગયો હતો, ઇ. સ. ૧૫૩૨ હીજરી ૯૩૭ ના મહોરમની ૨૦ મી તારીખે બહાદુરશાહ ખંભાતથી વહાણમાં બેસી દીવ ગયો અને

૧૩૦૦ મણ ગુલાબજળની ખરીદી કરી. અકબરશાહે પહેલવહેલો દરીઓ જોઈ એક વહાણમાં બેસી આ દરીઆની સફર કરી હતી જહાંગીરે પણ ખંભાત દરીયાની સ્હેલ કરી સુલતાન અહમદશાહના બાગમાં બાર દિવસ રહ્યો હતો. શાહજહાંના વખતમાં 'અલી અકબર' જે ખંભાતનો વતની હતો તે વહાણ બાંધીને વેપાર કરતો હતો

'ખાદી નિબંધ'ના પૃ. ૨૦૧ પર નીચેના ઉલ્લેખ છેઃ

હલકામાં હલકી જાતથી માંડીને ઉંચામાં ઉંચી જાતનું કાપડ ખંભાતના કારીગરો બનાવતા હતા, શઢના કાપડથી માંડી બારીક મલમલો અને ઉડીને આંખે વળગે એવી રંગબેરંગી છીંટ સસ્તે ભાવે અહીં મળતી, આ વસ્ત્રો ઉપરાન્ત વિવિધ રંગની સુજનીઓ, રજાઇઓ, જાજમો, શેત્રંજીઓ અને પાડી વગેરે પણ બનતાં. ગોવા અને મલબારના બીજા બંદરોએથી બસોથી અઢીસો વહાણોનો કાફલો દરવર્ષે આ કાપડ ખરીદવા પોર્ટુગીઝની સરદારી અને રક્ષણ હેઠળ ખંભાત આવતો અને યુરોપ તેમજ અન્ય દેશો માટે જરૂરી કાપડ મોટા જથ્થામાં ખરીદી પાછો જતો હતો. લીન્સ્ટ કોટન, પીરાર્ડ, ટેવરનીયર આદિ લેખકોએ ખંભાતના ધીકતા કાપડના ઉદ્યોગનું વર્ણન પોતાની નોંધપોથીમાં કર્યું છે. કેપટન હેમીલ્ટન તો કહે છે કે ખંભાતનું ભરતકામ હિંદમાં તો શું, પરન્તુ આખી દુનીયામાં પણ સરસ હતું.

ખંભાતમાં ઘણા આરબ અને ઇરાની વેપારીઓ હતા; તેમની બંધાવેલ મસ્જીદો આજે પણ જોવા જેવી છે.

ખંભાત એ હિન્દમાં પહેલી પંક્તિનું બંદર હતુ; ત્યાંના વહાણો કેરો અને પેકીંગ વચ્ચેના બધા બંદરોએ સફર કરતા હતા.

હજી પણ ખંભાતમાં હજાર સાળો ચાલે છે; પણ હવે એ સાળો પર બાફ્તા વણાતું નથી; આજે તો પરદેશી સુતર વણાય છે

ક્ષિરુની બ્હેનોની સાડીઓ, જાડા ઝીણાં ધોતીયાં, અને પિછોડી તૈયાર થાય છે. માખણ પરદેશ તણાઇ જાય છે; છાશ છોતાણ બહી રહે છે.

વસન્ત રજત મહોત્સવ સ્મારક ગ્રન્થમાં શ્રી૰ રત્નમણિરાવ ભીમરાવનો 'ગુજરાતનું વહાવટું' નામે લેખ છે; જેમાં નીચેનો ફકરો ઉપલબ્ધ થાય છેઃ

'અમદાવાદથી ખંભાતનો કિનારો અને ધોલેરા ૬૦ માઇલથી વધારે દૂર નથી. એ કિનારે અમદાવાદ માટે બંદર ઉઘાડવામાં આવે તો અમદાવાદના મીલ ઉદ્યોગને ઘણી સગવડ પડે. અમદાવાદની મીલોનો માલ ઇરાન, આફ્રીકા, મલબાર, મદ્રાસ, સીલોન, સીંગાપોર, ચીન, કલકત્તા અને રંગુન સ્ટીમર કંપની સાથે ખાસ સગવડ કરી આપવાથી સસ્તામાં જઇ શકે અને તે તે જગ્યાએથી ગુજરાત માટે ખાંડ, ચોખા, કોલસા, કંતાન, થેલા વગેરે સસ્તામાં લાવી શકે. ગુજરાતી સ્ટીમર કંપની હોય અને હરિફાઇ કરે તો વળી સસ્તું પડે, અને દેશને એવડો લાભ થાય. એવા કોઇ બંદર સુધી અમદાવાદથી ખાસ રેલ્વે થાય અથવા હાલની ધંધુકા અથવા ખંભાત રેલ્વેને બંદર સુધી લંબાવે તો પણ મુંબાઇ થઇને ચઢતા માલ કરતાં સસ્તું પડે. દેશી કિનારાના વેપાર ઉપરાન્ત પરદેશી માલ પણ મધ્ય અને પૂર્વ ગુજરાત તેમજ માળવા માટે અમદાવાદના એ ભાવિ બંદરે આવી શકે; અને અમદાવાદની મીલોને સ્ટોર વગેરે પણ સસ્તું પડી શકે. આ આશાઓ સફળ થવી અશક્ય તો નથી. છતાં ભવિષ્યનાં સ્વપ્નામાં ન પડતાં એટલુંજ ઇચ્છીશું કે હાલની સ્થિતિને સુવ્યવસ્થિત કરીને ગુજરાતીઓ—કચ્છ—કાઠીયાવાડ—ગુજરાત—મુંબાઇ અને મહા ગુજરાતના સમસ્ત ગુજરાતીઓ પોતાના અદ્‌ભૂત ઇતિહાસ તરફ સ્હેજ નજર કરીને, ધીમે ધીમે આગળ વધે; અને પ્રાચીનકાળથી ચાલ્યો આવેલો વહાણવટાનો આવો મહાન ઉદ્યોગ નવી પદ્ધતિથી જોરમાં ચાલુ કરે તો આખા દેશને માટે સુંદર ભવિષ્ય ઉભું છે. અને

દરિયાઇ વેપારથી પ્રાપ્ત થયેલી લક્ષ્મી પવિત્ર છે. વાણીયાઓની સમુદ્રના વેપારથી મેળવેલી લક્ષ્મીને શાંતિપર્વમાં કર્મ અને વિજ્ઞાનથી મળતા મોક્ષ સાથે સરખાવી છે તે સહજ છે. ગુજરાત એની પ્રાપ્તિને માટે સતત પ્રયત્ન કરે તો ભવિષ્ય ઉજ્જ્વળ જ છે.'

## ઐતિહાસિક જૈન ઉલ્લેખો:

વિ. સં. ૧૪૧૫ માં શ્રી૰ જિનચંદ્રસૂરિ આષાઢ વદ ૧૩ ના રોજ સ્વર્ગવાસ પામ્યા.

એજ સાલમાં લૂણીયાગોત્રીય શાહ જેસલે નંદી મહોત્સવ કર્યો. તરૂણપ્રભાચાર્યે શ્રી૰ જિનોદયને સૂરિમંત્ર દઇ આચાર્યપદે સ્થાપ્યા. અજિતનાથ સ્વામીની પ્રતિષ્ઠા પણ ત્યારેજ થઇ. શ્રી૰ જિનસુખસૂરિ ગોધાની યાત્રા કરી શ્રી૰ સંઘ સાથે સ્થંભતીર્થની યાત્રા સારૂ વહાણમાં બેઠા. એકદા સ્થંભતીર્થમાં શ્રીધર વ્યવહારીઆએ સમ્યકૃત્વ અને શીલવ્રતનો નિયમ કર્યો અને સમ્યકૃત્વના ઉદ્યાપનમાં તેણે પ્રતિગામે મુક્તિલતાના જાણે સાક્ષાત ફળો હોય એવા સુવર્ણના ટકા સહિત મોદક મોકલ્યા; તથા ચતુર્થ વ્રતના ઉદ્યાપનમાં તેવીજ રીતે પંચ વર્ણના રેશમી વસ્ત્રોના સારી પહેરામણી મોકલી. તે વખતે મંત્રીશ્વર પેથડને પણ એ ચીજો મોકલી. એ પવિત્ર ચીજોને જોઈ મંત્રીશ્વરે પણ સ્વસ્ત્રીની અનુમતિ સહિત માત્ર છત્રીશ વર્ષની વયે શીલવ્રતનો ઉચ્ચાર શ્રી૰ ધર્મઘોષસૂરિ પાસે કર્યો; જે વેળા તેમના પ્રવેશોત્સવમાં સોલ હજાર ટકા તેણે ખર્ચ્યા હતા.

વિક્રમના પંદરમા સૈકામાં રચાયેલ મેઘાકૃત તીર્થમાળામાં નીચે પ્રમાણે ઉલ્લેખ છેઃ

> થંભનયર હિવ તીરણજાણું, સકલ સામિ શ્રી છે થંભણું;
> ધનદત્ત તણાં પ્રવહણ જેટલાં, સમુદ્રમાંહિ રાખ્યાં બુડતાં.
> ધનદત્તસાહ સપનંતર લહે, સાસણ તણી દેવ ઇમ કહે;

ત્રેવીશમો દેવ મતિ ધરે, કુશળ ખેમિ પુરતા પ્રવહણુ ધરે
મગલોર હુતા સચરીયા, ખભનયરિ સોપારે ફરિયા
પૂજ્ય સકલ સામિ થાભણા, અજી મનોરથ છે ઘણા

ડુગર શ્રાવકકૃત ખભાત ચૈત્યપરિપાટી કે જે વિક્રમના સોલમા સૈકામા લખાયેલી છે તેમા નીચેના ઉલ્લેખો મળે છે

ઉદાવસહી, કોલ્હાવસહી, થિગનમહી કે જ્યા અનુક્રમે સ્થભણજી, પાર્શ્વનાથ અને શાતિનાથના દેગસરો છે, શેડિપાડો (અજીતનાથપ્રભુ) ધનઈશાહકૃત મહાવીર, અષ્ટાપદજીનું દહેરૂ (ચોવીસ જિન), બપ્પભટ્ટ-સૂરિથી અણાયેલ નેમિનાથ પૂનમીઇ દેહરે (આદીનાથ), પલ્લવાલી (ચદ્રપ્રભ), ખારવાડામા (સીમધર), પૂજા સઘવીને દેહરે (આદિશ્વર) રાજહસ પડયા પાડે (પાસજિન, મલ્લિનાથ અને અરિષ્ટનેમિ), ભૌયરામા (આદિનાથ), નાઇલિગચ્છ (સુમતિનાથ), વીરોધાનઇ (આદિનાથ) સુડુરવસહી (પાર્શ્વનાથ), ખરતરવસહી (અજિતનાથ), આલિગવસહી (આદિનાથ) સુગ્તાણપૂરિ (શાતિનાથ), ચાળીવાડા (પાર્શ્વનાથ) પીરોજપૂરિ (સુમતિનાથ), મહમદપુરી (આદિનાથ) ઉપર્યુક્ત નામો પરથી આજના પાડા, વાડાના પ્રાચીન નામો તેમજ અસ્તિત્વ ધરાવતા ગચ્છોનુ ભાન થાય છે

શ્રી૦ જગચ્ચદ્રસૂરિના શિષ્ય શ્રી૦ દેવચદ્રસૂરિ થયા અને મત્રી વસ્તુપાળના દફતરી વિજયચદ્રસૂરિ થયા એકવેળા વિજયચદ્ર જ્યા હતા ત્યા દેવેન્દ્રસૂરિ પધાર્યા છતા મળવા ન ગયા તેથી બે વચ્ચે વૈમનસ્ય થયુ દેવેન્દ્રસૂરિ વિહાર કરતા ખભાત આવ્યા વિજયચદ્રતો પ્રથમથી આવેલા હતા બને જુદા ઉપાશ્રયે રહ્યા ત્યારથી વિજયચદ્રવાળા 'વડીપોશાળ' અને દેવેન્દ્રનાગા' 'લઘુપોશાળ' તરીકે પ્રસિદ્ધ થયા

લોકકથા

કાઠીયાવાડની જુની વાર્તાઓમા ખભાતના એક પ્રભુભક્ત અને પરગજુ આયરની પુત્રી લોડણની વાર્તા છે દ્વારકા જતા એણે

રાવલીયા ગામના ખીમરા આયરના સાથે પ્રેમબંધન થાય છે. એક રાત્રિમાં સ્નેહ એટલા તો દૃઢ થાય છે કે બીજે દિવસે લોડણુ આઠ દિવસની મુદત આપી દ્વારકાં જાય છે. ખીમરો લોડણની રાહ ચાતકની માફક જોઇ રહે છે અને અવધિ પૂરી થતાં તેના પ્રાણ પરલોક પહોંચે છે. લોડણને પણ પાછા ફરતાં કંઈક વધુ ચિંતા થાય છે. અને માઠાં સ્વપ્નો આવે છે. ગામને પાદર આવતાંજ પોતાના પ્રેમીનું વૃતાંત સાંભળે છે અને લોડણુ ધરણી પર ઢળે છે; સંઘ ખંભાત પાછા ફરવા તેણીને બહુ સમજાવે છે, પરન્તુ આ પ્રેમરક્ત લલના સાફ ના પાડે છે અને ખીમરાની ખાભી પર નાળીયેર અને સિંધુરને બદલે સ્વ મસ્તક વટાવી પોતાના પ્રેમની પ્રતીતિ કરાવતી જીવન અર્પે છે. જે સ્થાનની આયર જાતની લલનાઓમાં આવુ નારીરત્ન હતું ત્યાંની બીજી જાતિઓમાં નૂર કેવાં હશે તેનું આ પરથી કાંઇક અનુમાન થઇ શકે છે.

## જૈન સાહિત્યમાંના ઐતિહાસિક ઉલ્લેખોઃ

વિક્રમ સંવત ૧૧૧૧ માં એક પ્રસંગે શ્રી૦ અભયદેવસૂરિ રાતના ધ્યાનમગ્ન હતા; શાસન દેવી તેમની પાસે આવી અને પૂછયું શું કરો છો ? સૂરિજીએ જવાબ આપ્યો કે ધ્યાનમગ્ન છું. દેવીએ કહ્યું કે ઉદ્યમ કરો અને કોકડાં ઉકેલો; પછી સૂરિશ્રી વધારે જાગૃત થયા અને કોકડાંનો વિચાર કરવા લાગ્યા, તો માલુમ પડયું કે શ્રુતજ્ઞાનના પર ધૂળ ચઢી છે, તે કોકડાની માફક ગૂંચવાયેલું છે; અને મારે તે શુદ્ધ સ્વરૂપે તૈયાર કરવું જોઇયે; સેઢી નદીને તીરેથી શ્રી સ્તંભન પાર્શ્વનાથની પ્રતિમા કઢાવી ખંભાતમાં પ્રતિષ્ઠિત કરી અને નવ અંગ તેમજ સંમતતિર્ક પર અપૂર્વ વૃત્તિઓ લખી.

પલ્લીવાળ વંશના લાખણુ નામે શેઠની સં. ૧૨૯૪ માં લખાવેલ તાડપત્રની સમરાદિત્ય ચરિત્રની તેમજ આચાર્ય શ્રી૦ હેમચંદ્ર

લિખિત પ્રાકૃત વ્યાકરણની એક એક પ્રત ખંભાતના શાન્તિનાથના ભંડારમાં છે.

વિ. સં. ૧૩૫૧ માં બૃહદગચ્છના પદ્મચંદ્રસૂરિપ્રતિષ્ઠિત પાર્શ્વનાથબિંબ ખંભાતના ચોકશીની પોળના ચિંતામણ પાર્શ્વનાથના જિનાલયમાં છે.

વિ. સં. ૧૩૮૦ માં કક્કસૂરિએ દેશળશાહના કુટુમ્બે કરાવેલ ચતુર્વિંશતિપટ્ટ પ્રતિષ્ઠિત કરેલ હતો; જે શ્રી૦ ચિંતામણ પાર્શ્વનાથના જિનાલયમાં છે.

વિ. સં. ૧૩૮૨ માં બ્રાહ્મણ ગચ્છના અભયચંદ્રસૂરિ પ્રતિષ્ઠિત શાન્તિનાથ બિંબ ખંભાતના નવ પલ્લવ પાર્શ્વનાથના જિનાલયમાં છે.

વિ. સં. ૧૪૦૦ માં દેશળશાહપુત્ર સહજપાળની ભાર્યા નયન દેવીએ કરાવેલ સમવસરણ ખંભાતના બારવાડાના શ્રી સીમંધર સ્વામીના જિનાલયમાં છે.

શ્રી૦ વિજયહીરસૂરિજીના હસ્તે સંઘવી ઉદયકરણે સં. ૧૬૩૮ માં શ્રી૦ ચંદ્રપ્રભુજીની પ્રતિષ્ઠા ખભાતમાં કરાવી; જ્યારે સૂરિજી ગંધાર હતા ત્યારે બાદશાહ અકબરનું આમંત્રણ આવ્યું; અમદાવાદના સંઘની સુચનાથી સંઘવી ઉદયકરણ, પારેખ વજીયા રાજીયા અને રાજા શ્રીમલ્લ ઓશવાળ વગેરે ગંધાર ગયા. અભયરાજ બધાને સાથે લઈ શ્રી૦ વિજયહીરસૂરિ સહિત ખંભાત આવ્યો; વાઘજીશાહને ત્યાં સૌ ઉતર્યા. રાજીખુશીની દીક્ષા હોવાથી ઉત્સવની તૈયાર થવા લાગી. દાન ક્રિયાઓ શરૂ થઈ. લગભગ ત્રણ માસમાં અભયરાજે તે નિમિત્તે પાંત્રીસ હજાર મહમુદી (તે વખતના સીક્કા) વાપર્યા; પછી પોતાના પુત્ર, પુત્રી, સ્ત્રી, ભોજાઇ અને ચાર નોકરો સહિત અભયરાજે કંસારીપુર (કંસારી–ખંભાત નજીક)માં આંબા સરોવર (આંબાખાડ) પાસે રાયણ વૃક્ષ નીચે સૂરીશ્વરજી પાસે દીક્ષા લીધી.

સોની તેજપાળ ખંભાતનો રહેવાસી હતો. તે મહાન ઉદાર તેમજ ધનાઢ્ય હતો; વિ. સં. ૧૬૪૬ માં સૂરિજી પાસે તેણે શ્રી૦ અનંતનાથની પ્રતિષ્ઠા પચીસ હજાર રૂપીઆ ખરચીને કરાવી; શ્રી૦ સોમવિજયજીને ઉપાધ્યાય પદવી પણ તેજ પ્રસંગે અપાઇ હતી. આ ઉપરાન્ત માણેકચોકમાં એક મહાન જિનપ્રસાદ શ્રી૦ વિજય ચિંતામણુ પાર્શ્વનાથનો બંધાવ્યો. આ પ્રસંગે સૂરિજીએ શા૦ રામજી, જશુ ઠકકર, ગાંધી કુંઅરજી અને મૂળા શેઠનાં તૈયાર થયેલાં જિનાલયોની પ્રતિષ્ઠા કરી. ગાંધી બાદુઆ વડનગરનાવાસી ગાંધી દેપાળનાવ શમાં જન્મ્યા. અને વેપારાર્થે ખ ભાતમા વસ્યા હતા, જ્યાં તેમની ઉન્નતિ થઇ હતી. એ બાદુઆના પુત્ર કુંઅરજીએ કાવી (ખંભાતના સામે કાંઠે) માં બે જિનભુવન બંધાવ્યાં. આજ પ્રમાણે શ્રીમલ્લ, ફીકા અને વાઘાએ શકરપુર (ખંભાતથી બે માઇલ દૂરનું પરૂં)માં દેરાસર અને પૌષધશાળા બનાવી. ઠક્કર લાહીયાએ અકબરપુરમાં (ખંભાતનું એક પરૂં) દેરાસર અને ઉપાશ્રય બંધાવ્યો હતો.

બાદશાહ અકબરના સમયમાં ગાંધરપુર (ગંધાર)ના વતની જશીયા નામના ગૃહસ્થને વજીયા અને રાજીયા નામે પુત્રો હતા; તેઓ ખંભાત આવી વસ્યા હતા અને વેપારમાં અઢળક ધન કમાયા હતા. બાદશાહના દરબારમાં અને દરીયાઇ સત્તાધારી ગોવાના પોર્ટુગીઝ ગવર્નર આગળ તેમની લાગવગ ઘણી હતી. શ્રી૦ વિજયહીરસૂરિ રાસમાં રાજીયા વજીયાના કહેવાથી ગોવાના પોર્ટુગીઝ અમલદારે ત્રણ ચાર વખત કેટલાક ગુન્હેગારોને મુક્ત કર્યાનો ઉલ્લેખ છે. સં. ૧૬૬૧ માં જે મહાન દુકાળ પડયો હતો તેમાં આ દાનવીરોએ ચાર હજાર મણ અનાજ ગરીબોને વ્હેંચી એકજ વર્ષમાં ત્રેવીસ લાખ રૂપીઆ વાપર્યાનો ઉલ્લેખ છે

શ્રી૦ વિજયહીરસૂરિ એકવાર ખંભાત હતા તે સમયે એક વાર તેમનો પૂર્વાવસ્થાનો અધ્યાપક આવી ચઢયો. સૂરિજી સાધુ

તેમજ જૈનોના મહાન ગુરૂ હોવા છતાં વિદ્યાગુરૂનું બહુ માન કરવાનું ન ભૂલ્યા. પછી વિનયપૂર્વક કહ્યું 'મહારાય! મારા જેવો નિર્ગ્રન્થ આપને શું આપી શકે?' અધ્યાપકે કહ્યું 'આપને જરાપણ મુંઝાવાની જરૂર નથી. મારાં આગમનનું કારણ જુદું જ છે. મને એક દિવસ સર્પ કરડયો હતો, તેનું ઝેર કેમે કર્યું ઉતરતું ન હતું, એક ગ્રહસ્થે આપનું નામસ્મરણ કરી ડંખનું ઝેર ચૂસી લીધું; આપના પ્રભાવથી ઝેર ઉતર્યું અને હું બચ્યો. પરિણામે જેમના નામસ્મરણથી વિષ દૂર થયું તેમના દર્શન કરી પાવન થવા વિચાર કર્યો અને તેથીજ હું અહીં આવ્યો છું. આ વખતે સંઘવણ સાંગદે પાસે હતાં; જેમણે પ્રશ્ન કર્યો કે 'આપના પૂર્વાવસ્થાના ગોર છે?' સૂરિજીએ કહ્યું કે 'એ ગોર નથી પણ મારા વિદ્યાગુરૂ છે' સંઘવણે તરતજ પોતાના હાથમાંનું કડું તેમજ બીજા બારસો રૂપક એકઠા કરી એ વિદ્યાગુરૂને આપ્યા

શ્રી૦ વિજયસેનસૂરિને વિ. સં. ૧૬૨૬ માં ખંભાતમાં પંડિત પદ આપવામાં આવ્યું; પાછળથી તેઓશ્રી શ્રી૦ વિજયહીરસૂરિજીના પટ્ટધર થયા હતા, જેમણે લગભગ ચાર લાખ જિન બિંબોની પ્રતિષ્ઠા કરી છે. તે વિદ્વાન અને વાદી સૂરિ ૬૮ વરસની વયે સં. ૧૬૭૨ ના જેઠ વદ ૧૧ ના દિને ખંભાતના અકબરપુરમાં સ્વર્ગવાસી થયા. બાદશાહ જહાંગીરે તેમના સ્તૂપ માટે દશ વીઘાં જમીન મફત આપી અને ગામે પણ તે દિવસે હડતાલ પાળી હતી. અગ્નિ સંસ્કારની જગ્યાએ ખંભાતના સોમજીશાહે સ્તૂપ કરાવ્યો. કાળક્રમે અકબરપુર પડી ભાગતાં સ્તૂપ પરની પાદુકા આજે ભોંયરાપાડાના શ્રી૦ શાંતિનાથના જિનાલયમાં રક્ષાઇ રહી છે. સામજીશાહ ઓશવાળ જ્ઞાતિના જગશીશાહના પુત્ર હતા અને શ્રીમલ્લના ભત્રીજા હતા. ખંભાતમાં સંઘવી સોમકરણ, સંઘવી ઉદયકરણ, સોની તેજપાળ, રાજા શ્રીમલ્લ, ઠક્કર જયરાજ, જશવીર, ઠાકર લાહીયા, ઠક્કર કીકા વાઘા, ગાંધી કુંઅરજી, શાહ ધરમશી, શાહ લકકો, દોશી હીરો, શ્રીમલ્લ, સોમચંદ અને ઠક્કર કુંઅરજી આદિ મુખ્ય હતા; પારેખ રાજીયા વજીયા સૂરિશ્રી૦

વિજયહીરસૂરિજીના પરમ ભક્ત હતા; તેમણે પાંચ મહાન જિનાલય બંધાવ્યાં હતાં; એક ખંભાતમાં શ્રી૦ ચિંતામણ પાર્શ્વનાથનું, એક નેજા (ખંભાત નજીકના ગામડા) માં શ્રી૦ ઋષભ દેવનું અને વરડોલામાં (ખંભાત પાસે) શ્રી૦ કરેડા પાર્શ્વનાથ અને શ્રી૦ નેમનાથના બે અને એક બીજું. સંઘવી ઉદયકરણ શ્રી૦ વિજયહીરસૂરિનો પરમ શ્રદ્ધાળુ શ્રાવક હતો, સૂરિજીના સ્વર્ગવાસ પછી તરતજ શ્રી૦ શત્રુંજય તીર્થ પર તેમના પગલાંની સ્થાપના શ્રી૦ ઋષભદેવ ભગવાનના પશ્ચિમે નાના મંદિરમા તેણે કરી હતી. તેની પ્રતિષ્ઠા શ્રી૦ વિજયસેનસૂરિના હાથે મહોપાધ્યાય કલ્યાણવિજયજી અને પંડિત ધનવિજયજીની વિદ્યમાનતામાં થઇ હતી.

તપગચ્છમા વિ. સ ૧૬૭૧-૨ મા ૬૦ મા પટ્ટધર શ્રી૦ વિજયદેવસૂરિ થયા. શ્રી૦ વિજયસેનસૂરિએ તેમને ધર્મસાગરજી ઉપાધ્યાય બાબત જે સૂચના આપી હતી તે સૂચનાનો ભંગ કરવા તેમને ખાનગીમાં ધર્મસાગરજી પર ચીઠ્ઠી લખી વિચાર જણાવ્યો. બન્ને સંસારીપણાના સંગી હતા. અમદાવાદથી લખેલી ચીઠ્ઠી ધર્મસાગરજીને ખંભાત મુકામે બીડી છતાં ભવિતવ્યતાને લઇ એ ચીઠ્ઠી શ્રી૦ વિજયસેનસૂરિના હાથમાં આપી. પોતે આખર સ્થિતિમાં હતા છતાં શ્રી૦ વિજયદેવસૂરિને સમજાવવા આઠ ઉપાધ્યાયને મોકલ્યા. છતાં તેમને ન માનવાથી તિલકવિજયજીને સૂરિપદે સ્થાપ્યા.

શ્રાવક કવિ ઋષભદાસ ખંભાતના હતા અને સત્તરમા સૈકામાં વિદ્યમાન હતા. પારવાટ (પોરવાડ) વંશમાં મહિરાજ થયા; તેમના પુત્ર સાંગણ જે સંઘવી હતા. તેમની ભાર્યાનું નામ સરૂપાદે હતું. તેમને બે પુત્ર થયા. ઋષભ અને વિક્રમ. બન્ને કવિઓ હતા. વિક્રમે નેમિદૂત કાવ્ય મેઘદૂતની સમસ્યા પૂર્તિ તરીકે રચ્યુ.* જેની ભાષા અલંકારિક અને મધુર છે.

* આ કાવ્યના કર્તા બીજા કોઇ વિક્રમ હોય એમ સંભવે છે. જુઓ. આનંદ કાવ્ય મહોદધિ મૌક્તિક ૮ ની પ્રસ્તાવના

ઋષભદાસે તો અનેક રાસાઓ અને સ્તવનો રચ્યાં છે; જેની ભાષા સરળ, મર્મગ્રાહી અને રસપ્રદ છે. બન્ને ભાઈઓ સંસ્કૃતના જાણકાર હતા અને જૈન ધર્મના પ્રવીણ હતા. તેઓમાંના ઋષભદાસ તો બારવ્રતધારી શ્રાવક પણ હતા. તે સ્વગુરૂ તરીકે શ્રી૦ વિજ્યાનંદસૂરિને લેખતા; તેમણે સં. ૧૬૮૫ માં શ્રી૦ વિજયહીરસૂરિ રાસ રચ્યો છે, જે વેળા પાદશાહ ખુરમ (જહાંગીર) હતો; તેમનું ખંભાતનું વર્ણન નીચે પ્રમાણે છે.

સકલ નગર નગરીમાં જોય, ત્રંબાવટી તે અધિકી હોય;
સકલ દેશ તણો શણગાર, ગુર્જ્જર દેશ નર પંડિત સાર.
ગુર્જ્જર દેશના પંડિત બહુ, ખંભાયત આગળ હારે સહુ;
જિંહા વિવેક વિચાર અપાર, વસે લોક જિંહા વર્ણ અઢાર.
ઓળખાયે જિહાં વર્ણાવર્ણ, સાધુ પુરૂષના પૂજે ચર્ણ;
વસે લોક વારૂ ધનવંત, પહેરે પટોળાં નર ગુણવંત.
કનક તણા કંદોરા જડયા, ત્રિણ્ય આંગળ તે પહોળા ઘડયા;
હીર તણો કંદોરો તળે, કનક તણાં માદળીયા મળે.
રૂપક સાંકળી કુંચી ખરી, સોવન સાંકળી ગળે ઉતરી;
રૂપે રંભા બહુ શિણગાર, ફરી ઉત્તર ન આપે ભરથાર.
ઈસ્યું નગર તે ત્રંબાવટી, સાયર લહર જિહાં આવતી;
વહાણ વખાર તણો નહિ પાર, હાટે લોક કરે વ્યાપાર.
નગર કોટ અને ત્રિપોલીયું, માણેકચોક બહુ માણસ મિલ્યું,
પચ્ચાસિ જિનના પ્રાસાદ, ધ્વજ તોરણ તિંહા ઘંટાનાદ.
પીસ્તાળીશ જિહાં પૌષધશાળ, કરે વખાણ મુનિ વાચાળ;

કવિશ્રી૦ ઋષભદાસે ૫૮ સ્તવન અને ૩૪ રાસ રચ્યા છે: એ ઉપરાન્ત સ્થૂલિભદ્ર અને કોસ્યાનો સંવાદ વગેરે સજ્ઝાયો પણ રચી છે. સંઘવી મહિરાજે જૈનશાસનના ઘણા કાર્યો કર્યા છે. સંઘપતિ તિલક ધરાવી શ્રી૦ શત્રુંજ્ય યાત્રાનો લાભ લીધો છે. વળી તે સમકીતધારી બારવ્રતવાળા હતા. સંઘવી સાંગણ પણ ધર્મિષ્ટ હતા

તેમના પુત્ર કવિ ઋષભ, સાહિત્યની ઉમદા સેવા કરવા ઉપરાન્ત બારવ્રતધારી, નિરંતર બે આસન કરનાર, ચૌદ નિયમ ધારનાર અને હંમેશ સામાયિક કરનાર શ્રાવક હતા.

શ્રી૦ કર્મચંદ્રમંત્રીપ્રબંધમાં ઉલ્લેખ છે કે સમ્રાટ અકબરે ખંભાત બંદર પર એક વર્ષ સુધી મગર કે માછલી ન મારે એવો હુકમ બહાર પાડયો હતો.

વિ. સ. ૧૬૫૯ માં ખરતર ગચ્છીય શ્રી. સમયસુંદરે ખંભાતમાં ચોમાસું કર્યું.

" ૧૬૭૮ માં શ્રી. જિનરાજસૂરિની સૂચનાથી મુનિ શ્રી. મતિસારે ધનાશાલિભદ્રનો રાસ રચ્યો.

" ૧૬૯૧ માં દશવૈકાલિકસૂત્ર પર શબ્દાર્થવૃત્તિ ૩૩૫૦ શ્લોક પ્રમાણ ખંભાતમાં રચાઇ.

" ૧૭૧૫ માં શ્રી. અમરસાગરસૂરિજીને ખંભાતમાં આચાર્ય પદવી મળી.

વિ. સં. ૧૭૨૧ થી ૧૭૩૮ માં યાત્રા કરતાં શ્રી. શીલવિજ્યજી ' ચારે દિશાના તીર્થોની તીર્થમાળા ' માં ખંભાત વિષે નીચે પ્રમાણે નોંધ લીધી છે.

મહી સાગર ઉતરીયે પાર, આવ્યા ત્રંબાવટી મઝાર;
થંભણુ તીરથ મહિમા ઘણો, ભાવે ભવિકા ભકતે સુણો.
વહાણુ થંભ્યા સાગર મધ્ય, સાગરદત્ત શેઠ તિહાં લધ્ય,
કુશળે આવ્યા મહોત્સવ કરી, થંભણુ પાસજી નામે ધરી.
પ્રભુજી પામ્યા પુણ્ય સંયોગ, અભયદેવનો ટાળ્યો રોગ;
ઘણાં વર્ષ વળી ભૂતળે રહી, ગોક્ષીર ઝર્યાથી પ્રગટજ થઇ.

પહેલે યુગે હોઇ રત્નાવતી, બીજે કહીયે કનકાવતી;
ત્રંબાવટી ત્રીજા માંહિ હોય. ચોથે ખંભનયર વળી હોય.
થંભણ પ્રણમું જીરાઉલો, તારંગો ભીડભંજન શામળો;
નવપલ્લવ જગવલ્લભ દેવ, સુખસાગરની કીજે સેવ.

ખંભનયરના શ્રાવક શિરે, હદે રૂડા ગુણ આદરે;
તુંગિયા નગરી ઉપમા લહી ગુણરાગી સેવે ગહગહી.

રાજસ ગુણ રાજે ઓસવંશ, સોની તેજપાળ અવતંસ;
એક લાખ ધન ખરચ્યું જિણે, શેત્રુંજ શિખર કરાવ્યું તિણે.
સંઘવી ઉદયકરણ ને સોમકરણ, વિનયકરણ ને જશકરણ;
દેવ ગુરૂની પાળે આણ, લક્ષ્મી લાહો લીયે શુભ ચાણ.

પારેખ વછીયા ને રાજીયા, શ્રી વંશે બહુ ગાજીયા;
પાંચ પ્રાસાદ કરાવ્યા ચંગ, બંધ પ્રતિષ્ઠા મનને રંગ.

જેહની ગાદિ ગોઆ બંદરે, સોવન છત્ર સોહે ઉપરે;
કોઇ ન લોપે તેહની લાજ, નામે શીશ ફિરંગી રાજ.

પ્રાગવંશ કુંવરજી વહુઆ, કાબિ દેઉલ તેણે કિયા;
પુત્ર પિતાએ હોડા હોડ, કીધી કરણી જોડા જોડ.
મોઢ જ્ઞાતિ ઠક્કર જયરાજ, વંશ વિભૂષણ સોહે આજ;
લાલજી સુતમાલજી રામજી, બંધે બેસે શુભમનિ ભજી.

સત્તર બાવીસે યાત્રા કરી, શેત્રુંજે સંઘવી પદવી ધરી;
પોતે પોંકયા પાત્ર વિશેષ, ધન ખર્ચ્યું ધર્મે ધરી રેખ.
સંઘવત્સલ જિન મંદિર તણી, પૂજા પ્રભાવના કીધી ઘણી;
સમકીત ગુણ શોભા ઉજળી, આશ્રિત વત્સલ કરીયે વળી.

કેવા જ્ઞાતા દાતા જાણ, કેવા શ્રોતા ભોકતા આણ;
કવિતા આગળ ભેદી કહી, ગુરૂ વચને કરી નિશ્ચલ રહી.
બુદ્ધિસાગર રૂડા બુદ્ધિવંત, દાન દયા સોહે સતવંત;
ચતુર ચોકસી આનંદ તણો, વેલજી વિવેક ઉપગારી ઘણો.

આજ અપૂર્વ સવે શણગાર, સુગુણ મણિ સરિખો પરિવાર;
જિન ધર્મી ગુરૂભકતો જેહ, યશ સૌભાગ્ય લહે વળી નેહ.
આદિ નગર એ ઉત્તમ ઠામ, દિન દિન દીપે શોભા ધામ;
ઇમ અનેક ગુણમણિની ખાણુ, કેના કરીએ અવર વખાણ.

<u>ઉપસંહારઃ</u>

એકવાર પાખીના સમયે સલખણુપુરનિવાસી વેદાશાહ વિરમદેનો જીવદયાપ્રતિપાળ પુત્ર કોચરશાહ આવી ભરી સભામાં સૂરિને વંદે છે અને કહે છે કે બહુચરાજીના દેવીમંદિર આગળ થતો જીવવધ અટકાવવા યત્ન કરવો જોઇએ, એ વેળા દેશળશાહના વંશજ અને સમરસિંહના પુત્ર સાજણસિંહ ખંભાતમાંજ વસતા હતા, જે ઋદ્ધિ સિદ્ધિમાં અગ્રપદ ધરાવતા હતા અને સુલતાનના કૃપાપાત્ર હતા. કોચશાહની વાત શ્રવણ કરતાં, ગુરૂશ્રીનો ઉપદેશ થતાં વધ બંધ કરાવવા તેમણે નિશ્ચય કર્યો. કોચરશાહને માનપૂર્વક સ્વગૃહે તેડી જઇ તેમનું આતિથ્ય કરી તેમને સાથે લઈ એવી મધુરી વાણીમાં વસ્તુસ્થિતિ સમજાવી કે સુલતાને તરતજ જુના અધિકારીને બદલી સલખણુપુરનો અધિકાર કોચશાહને સોંપ્યો. કોચરશાહે પણ બહુચરાજી પ્રમુખ બાર ગામોમાં થતો વધ અટકાવી અહિંસાનો વિજય વાવટો ફરકાવ્યો.

શ્રી. શેત્રુંજય તીર્થના ઉદ્ધારક અમરસિંહ રાસમાં જણાવ્યું છે કે સંઘવી દેશળ વિમળાચળ પર ચડયા ન હતા તેવામાં ખંભાતથી સંઘ સાથે સાહણ આવ્યાની વધામણી મળી. ખંભાતના સંઘમાં આચાર્યો હતા તેમને સમરાશાહે વન્દન કર્યું. પાતાક મંત્રીના ભાઇ મંત્રી સાંગણ, વંશપરંપરાગત સંઘપતિત્વને પ્રાપ્ત કરનાર સં૦ સિંહભટ્ટ, શ્રાવક ઉત્તમ, મંત્રી. વસ્તુપાળના વંશજ મંત્રી વિજલ તથા મદન મોલ્હાક, રત્નસિંહ વગેરે અસંખ્ય શ્રાવકો ઉત્કંઠિત થઇ આ પ્રતિષ્ઠા પ્રસંગમાં આવ્યા હતા.

ખભાતમાં મંત્રીશ્વર ઉદયનનો રાજ્ય કાર્યભાર, કળિકાળ સર્વજ્ઞ શ્રી૦ હેમચંદ્રાચાર્યને પાછા તેડવા તેમના પિતા ચાચિંગનું આવવું અને મંત્રીશ્વરની બુદ્ધિચાતુર્યભરી સમજાવટ, તે વેળા ખંભાતની જાહોજલાલી, સૂરીશ્વરને કુમાળપાળનો મેળાપ આદિ કેટલીયે ઐતિહાસિક ઘટનાઓ ખંભાત પરત્વે પ્રાપ્ત થઈ શકે છે. વિસ્તાર ભયથી તે લંબાવવાનું છોડી દઇ ઉપાધ્યાય શ્રી યશોવિજયજી સાથે સબધ ધરાવતી એક લોકવાયકાને પ્રગટ કરી આ વિવેચન સમાપ્ત કરીશુ.

ઉપાધ્યાયશ્રી યશોવિજયજી તથા વિનયવિજયજી કાશીમા જે ગુરૂ પાસે ભણ્યા હતા તે બ્રાહ્મણ ગુરૂ જ્યોતિષમાં અતિ નિષ્ણાત હતા. એક વખત પોતાની માઠી દશા આવવાથી જ્યોતિષના આધારે પોતાના જૈન શિષ્ય પાસેથીજ સહાય પ્રાપ્ત થશે એમ જાણી ફરતા ફરતા તે ગુજરાતમા આવ્યા, અને વિનયવિજયજી ખંભાતમા છે એમ ખબર મેળવી ખંભાત પધાર્યા. ઉપાધ્યાય વિનયવિજયજી દેશના દેતા હતા. યશોવિજયજી અને વિનયવિજયજી ઘણા કાળે પોતાના વિદ્યાદાતા ગુરૂને દેખી આનદ પામ્યા. વાતચીત થતાં ગુરૂની દરિદ્ર દશાનો ચિતાર સાભળી બીજે દિવસે વ્યાખ્યાનમા એ ગુરૂ સાથેનો પોતાનો શિષ્યસબધ અને અભ્યાસકાળના સમયનુ એવુ મનોરજક વર્ણન કર્યું કે જોત જોતામા ટીપ શરૂ થતા સાઠ હજાર રૂપીઆ ભેગા કર્યા; ગુરૂના હર્ષનો પાર ન રહ્યો અને ધન્ય ખંભાત કહી વિદાય થયા.

ખભાત! તારા ગર્ભમાં ગૌરવ ભર્યો ઇતીહાસ ભર્યો છે. શ્રીહેમસુરિના સામૈયામા સો કરતા વધુ કોટાધિપતિઓ હતા એ પણ સારી સમૃદ્ધિ. ચોરના કબજામા પડયા છતાં પોતાના પુત્રોએ ગોઠવેલ પ્રપચ વેળા પણ સત્ય વદનાર ' ભીમ ' એ તારોજ પુત્ર. છપ્પન ભૂગળ જેને ત્યા વાગતી એ દતાશાહ એ તારાજ સતાન. જય માતૃભૂમિ ત્રબાવટી ! જ્ય હો નગર ખભાતનો.

## ભૂતકાળ પર ભીની આંખ.

સ્થંભણપુરનો આજસુધીનો ઇતિહાસ જોઇ ગયા; એ ઉપરાંત અન્ય ગૌરવભરી આખ્યાયિકાયો એના સબંધમાં પ્રચલિત છે જ્યારે ઘણીકતો કાળના ઉદરમા સ્વાહા થઈ ગઇ છે. પણ આજે તો એ સર્વપર દુઃખના અશ્રુ ટપકાવાના રહ્યા છે. નથી તો આજે એ ગૌરવવતુ નગર અને નથી તો આજે તે કાળનો ધિકતો વ્યાપાર ધંધો સમયે એમા કેટલુયે પરિવર્તન કરી નાંખ્યુ છે. તેનું અવશેષ રહેલું ગૌરવ 'ખભાત' નામ સાથે જોડાયેલા અને ભગ્નાવશેષ તરિકે પૂર્વકાળની જાહોજલાલીની સાક્ષી પુરતા કેટલાક સ્થળોદ્વારા માનવલિખિત ઇતિહાસના પૃષ્ટો પર અહી તહીં વિખરાયેલુ પડયું છે. અત્યારના માપે માપનારને કદાચ ઉક્ત વર્ણનમાં અતિશયોક્તિનો ભાસ થાય તો એ અસ્થાને ન ગણાય. છતાં નિરીક્ષક એટલું ધ્યાનમાં રાખે કે કાળરાક્ષસના કરાળ પંજામાં મહાન્ રોમન સામ્રાજ્ય જેવુ પણ બચવા નથી પામ્યુ, અરે મગધ સરખું ભારતનું નાક કે અડતાળીશ ગાઉના વિસ્તારવાળું રાજગ્રહ નગર સરખું પણ હતુ ન હતુ થઈ ગયું ત્યાં સ્થભણપુરની શી વાત!

પૂર્વજોની કીર્તિ પર રાચવા માચવાનો આ યુગ નથી એટલે ખભાતનો પ્રત્યેક પુત્ર પૂર્વકાળની રોશની પુનઃ પ્રકટાવવા પુનઃ એકવાર ઉદયના શિખરે એ પુન્ય પવિત્રા ભૂમિને મૂકવા યત્નવંત બને એ હેતુથી પ્રસ્તુત પ્રયત્ન સેવાયો છે.

## છેલ્લા સૈકાનું ખંભાત.

(જૈનશ્વેતાંબર ડીરેકટરી (ગુજરાત) ભા. ૨. સં. ૧૯૬૫.) ખંભાતની ઉત્તર-પૂર્વે ખેડા જીલ્લો, દક્ષિણે મહી નદી, અને ખંભાતનો અખાત અને પશ્ચિમે સાબરમતી નદી અને અમદાવાદ જીલ્લો છે. રાજધાની ખંભાત મહી નદીના મુખ આગળ છે.

સુતરાઉ કાપડ અને શેતરજી બને છે એક બીજ થઇ છે હકી-કતનો વેપાર પણ છે ખભાત શહેર પૂર્વે સ્થભણપુર નામથી ઓળખાતું અને સ્થભનક પણ કહેતા એ વિષે ઉડા ઉતરતા શાલિવાહન શકની શરૂઆતમા રસસિદ્ધિ કરનાર નાગાર્જુન યોગીના કાળ સુધી વિચરતા જણાઇ આવે છે કે એની સ્થાપનામા તે યોગી નિમિત્તભૂત હતા એ યોગીએ ચમત્કારિક એવી શ્રી સ્થભણ પાર્શ્વનાથની મૂર્તિના પ્રભાવથી આ સ્થાનમા રસનુ સ્થભણ કર્યું તેથી એનુ સ્તભણ નામ પડયુ વિક્રમના બારમા સૈકામા નવ અગની ટીકા કરનાર શ્રીમદ્ અભયદેવસૂરિના સમયથી આ શહેરનો પૂર્ણ ઉદય થતો રહ્યો તેઓશ્રીએ અને વૃત્તિઓ તથા જયતિહુયણ સ્તોત્રની રચના કરી હતી

અમનનુ શહેર આજના સ્થાનથી પાચ માઇલના અતરે એટલે અત્યારે જેને નગરા કહેવાય છે તે ગામ નજીક આવ્યુ હતુ

ખભાત સ્ટેટની કુળ વસ્તી લગભગ ૮૦ હજારની કહેવાય છે તેમાં તળ ખભાત શહેરની વસ્તી ત્રીસ હજાર લગભગ થાય છે. બાકીની વસ્તી સ્ટેટના સાયમા, તારાપુર આદિ ૮૪ ગામોમા આવી છે દેરાસર સખ્યા ૭૬, ઉપાશ્રય તથા પૌષધશાળા ૯ ધર્મશાળા ૩ જીવાતખાનું યાને પાજરાપોળ ૧ જૈન ઘર સખ્યા ૫૪૫ જૈન મનુષ્ય ૨૦૭૯

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ભણેલ પુરૂષવર્ગ–કુવારા | ૩૪૭ | પરણેલ | ૪૫૪ | વિધુર | ૧૦૦ | મળી=૯૦૧) |
| અભણ ,, ,, ,, | ૧૧૬ | ,, | ૧ | | | ૧૧૭) |
| ભણેલ સ્ત્રી વર્ગ–કુવારી | ૬૫ | ,, | ૪૧ | વિધવા | ૧૦ | મળી=૧૧૬) |
| અભણ ,, ,, ,, | ૨૩૧ | ,, | ૪૧૮ | ,, | ૨૯૬ | ,, =૯૪૫) |
| | | | | | | ૨૦૭૯ |

તેમાં વીસા ઓસવાળ-૩૪૦, વીસા શ્રીમાળી ૧૩૦૦, દશા શ્રીમાળી ૧૫૫, વીશા પોરવાડ ૨૮૦, દશા પોરવાડ ૧, કણબી જૈનધર્મી ૩ એમ ૨૦૭૯

ગચ્છ પ્રમાણે જોતાં તપ ગચ્છમાં ૧૦૬૭, સાગરમાં ૫૮૨, દેવ-સુરમાં ૨૯૪, આણસુરમાં ૪૧૪, પાસ્તરમાં ૧૫૮, પાયચંદમાં ૧૪, સાઝીમાં ૬, અંચળમાં ૨૮, જ્ઞાન ભંડાર પાંચ-તેની વિગત નીચે મુજબ.

૧ જ્ઞાનવિમળસૂરિનો ભંડાર. શેઠ અમરચંદ પ્રેમચંદની ધર્મશાળામાં પોથી ૯૯. પુસ્તકોથી ચીકાર ભરેલો. સમગ્ર લખાણ કાગળપર.

૨ ચુનીલાલ યતિનો ભંડાર. દેવચંદજી યતિના કબજામાં. ૧૨૫૦ ગ્રંથો સ્થિતિ સારી. લખાણ કાગળ પર.

૩ ભોયરાપાડાનો ભંડાર. નજીકની ધર્મશાળાના કબાટમાં પુસ્તકો મૂકેલા છે. સંગ્રહ જબ્બર છે. તાડપત્રના બંધન ધીરે ધીરે જીર્ણ થતાં જાય છે.

૪ નિતિવિજયજીનો ભંડાર. જૈન શાળાના કબાટોમાં છે. ૫૦ પોથી-સ્થિતિ સારી, લખાણ કાગળ ઉપર છે.

૫ શાંતિનાથ મહારાજનો ભંડાર. નગીનચંદ કરમચંદના કબજામાં છે. જેની ટીપ સન ૧૮૮૫ માં પિટર્સન સાહેબે કરેલી છે. તેમના જણાવ્યા મુજબ કેટલાક પ્રાચીન ગ્રંથો આ સંગ્રહમાં હોવાનો સંભવ છે. યોગ્ય વ્યવસ્થા કરવાની જરૂર છે. દેરાસર ૭૭ તેમાં ખંભાતના ૭૬ અને બહારગામમાં ૧.

ઉપાશ્રય ૧૦ તેમાં ૯ ખંભાતમાં-જેમાં ૧ આગમ ગચ્છ ૨ પાસ્તર, ૨ દેવસુર ૧ સાગર, ૧ ખરતર, ૧ આણસુર, ૧ લોઢીપોષાળ,

પાઠશાળા ૧ છે જ્યાં અભ્યાસ પંચપ્રતિક્રમણ સુધીનો છે. સંખ્યા. ૩૫.

પંચપ્રતિક્રમણ કરતાં વધારે જ્ઞાન ધરાવનારી સંખ્યા ૭. તેમાં પુરૂષ ૪ સ્ત્રી ૩ છે. ઈંગ્લીશમાં મેટ્રીક તથા તેથી ઓછા અભ્યાસવાળા મળી ૬૬; સંસ્કૃત જાણનાર ૭. પાંજરાપોળના જનાવરોની સંખ્યા ૫૫૦ ની છે. ૧૪ ગામ જૈન વસ્તીવાળા છે જેમાં બધી મળી ૫૮૫ જૈન ઘરનું પ્રમાણ થાય છે. કુલ જૈન મનુષ્ય સંખ્યા. ૨૨૧૦

| | | | | | |
|---|---|---|---|---|---|
| પુરૂષ. | કુંવારા ૪૯૫ | પરણેલા. ૪૭૯ | વિધુર ૧૦૬ | મળી. ૧૦૮૦ | ૨૨૧૦ |
| સ્ત્રી | ,, ૩૧૪ | ,, ૪૮૫ | વિધવા ૩૩૧ | ,, ૧૧૩૦ | |

વિધવાની સંખ્યા ઉમરવાર નીચે મુજબ.

| વીસવર્ષની અંદર. | વીશથી ત્રીશ. | ત્રીશથી ચાલીશ. | ચાલીશથી ઉપર | કુલ |
|---|---|---|---|---|
| ૧૫ | ૬૫ | ૯૭ | ૧૫૪ | =૩૩૧ |

આ તાલુકામાં પુરૂષવર્ગ પૈકી ૬૨૫ વેપાર કરે છે, ૬૪ નોકરી કરે છે. બાકીના બાળક, વિદ્યાર્થી, વૃદ્ધ અને નિરૂદ્યમી છે.

ઉપરની ગણત્રીને અત્યારે વીશ વર્ષ થવા આવ્યા છે એટલે ઉક્ત પરિસ્થિતિમાં કેટલુયે પરિવર્તન થયેલુ છે. જો કે એ સબંધી વિગતવાર આકડા મેળવી શકાય તેનો કોઇ માર્ગ કે યોજના નહિં હોવાથી બરાબર રીતે સરખામણી કરવી તો અશક્ય છે છતાં છૂટી છવાઇ નોધ આગળ પર આવવાની હોવાથી હાલતો પ્રથમ જે દેવાલયોની સંખ્યા ૭૭ની બતાવી છે તે વિષે વિચારી એ કાળના સપાટાથી કિંવા વસ્તીના ઘટાડાથી મણિયારવાડા, કશારી, ચોકસીની પોળ, આદિ સ્થળોએથી કેટલાયે દહેરા ઉપાડી લેવામા આવેલાં છે. છેલ્લી ગણત્રીનો આંક માંડ ૬૦ પર પહોચે છે, જેમા ચાર ઘર દેરાસર તેમજ શકરપરના ત્રણનો સમાવેશ થઇ જાય છે. મણિયારવાડાના દરહોમાં નિલમની પ્રતિમાઓ હતી જે વિષેના વિગતપૂર્ણ સમાચાર મળતા નથી. પ્રાચીન ચૈત્ય પરિપાટીઓ સાથે અત્યારના લતામાંના કેટલાકનો મેળ ખાય છે જ્યારે કેટલાકને અંગે નામ પરિવર્તનોથી

અંકોડા મળતા નથી. ચૈત્ય વ્ય૦ કમિટિ તરફથી એકત્ર કરવામાં આવેલી નોંધ નીચે પ્રમાણે છે જે સંવત ૧૯૮૪ ની સાલમાં રા ચીમનલાલ. દ. શાહ તથા મોહનલાલ દી. ચોકશીએ તૈયાર કરી છે પાછળથી વ્યવસ્થાપકોને પત્ર લખી ઘટતો સુધારો પણ કર્યો છે

## દેવાલયો અને બિંબ સંખ્યા

| | | પ્રતિમા સંખ્યા. | | | સિદ્ધચક્રજી સંખ્યા. | | |
|---|---|---|---|---|---|---|---|
| નં. | મુળનાયકજીનું નામ. | પાષાણ | ધાતુ | ચાંદી વા સ્ફટિક | ત્રાંબુ | ધાતુ | નોંધ. |
| | ચોકસીનીપોળ. | | | | | | |
| ૧ | વિમળનાથજી | ૧૦ | ૧૨ | ૧ ચાંદી | ૪ | ૧ | શિખરબંધી |
| ૨ | ચિંતામણુ પાર્શ્વનાથજી | ૧૪ | ૩૨ | ૦ | ૩ | ૧ | |
| ૩ | મનમોહન પાર્શ્વનાથજી | ૫ | ૫ | ૦ | ૩ | ૦ | |
| ૪ | શ્રેયાંસનાથજી | ૧૭ | ૩૦ | ૨ ચાંદી | ૦ | ૦ | |
| ૫ | મહાવીરસ્વામીજી | ૧૧ | ૧૦ | ૨ ચાંદી | ૫ | ૩ | ૨) કા. |
| ૬ | શાંતિનાથજી | ૪ | ૦ | ૦ | ૧ | ૧ | |
| | ટેકરી | | | | | | |
| | સંભવનાથજી | | ૮ | ૧ ચાંદી | ૪ | ૨ | ઘરદેરાસરો |
| | સુમતિનાથજી | | ૪ | ૧ ,, | ૪ | | |
| | અલીંગ. | | | | | | |
| ૭ | મુનિસુંવ્રતસ્વામીજી | ૭ | ૨૪ | ૦ | ૭ | ૧ | |
| | લાડવાડો | | | | | | |
| ૮ | અભિનંદન સ્વામીજી | ૫ | ૬ | ૦ | ૭ | ૧ | |
| | ખારવાડો | | | | | | |
| ૯ | અનંતનાથજી | ૫ | ૧૧ | ૦ | ૨ | ૧ | |
| ૧૦ | મહાવીરસ્વામીજી · | ૯ | ૩૭ | | ૧ | ૨ | |
| ૧૧ | કંસારી પાર્શ્વનાથજી | ૫ | ૯ | ૦ | ૦ | ૦ | રાયા રતન- |
| ૧૨ | મુનિસુવ્રતસ્વામીજી | ૬ | ૧૦ | ૦ | ૧ | ૧ | ચંદની ખડકી |
| ૧૩ | સ્થંભણુ પાર્શ્વનાથજી | ૭૪ | ૪૦ | ૧ નિલમ | ૯ | ૨ | |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૧૪ | સીમંધર સ્વામી | ૩૫ | ૭૪ | ૬ રત્ન. | ૯ | ૯ | ૧૮ કા. |
| | બહાર | ૧૬ | ૬ | ૧૦ ચાદી | ૧ | • | |
| | ઉપર પદ્મપ્રભુજી | ૨૮ | ૩ | | ૧ | ૧ | |
| ૧૫ | સુખસાગર પાર્શ્વનાથજી | ૧૦ | ૨૦ | | ૨ | ૧ | |
| | નાગરવાડો | | | | | ૧ | |
| ૧૬ | વાસુપૂજ્યસ્વામી | ૨૮ | ૨૦ | ૧ સ્ફટિક<br>૧ ચાદી | ૯ | ૨ | |
| | સંઘવીનીપોળ | | | | | | |
| ૧૭ | વિમળનાથજી | ૬ | ૧૭ | | ૭ | ૨ | લેખ નં. ૨ |
| ૧૮ | સોમચિંતામણ પાર્શ્વનાથજી | ૯ | ૧૬ | | ૧ | ૧ | પદ્માવતી માતાનું સ્થાન |
| | બોલપીપળો. | | | | | | |
| ૧૯ | નવપલ્લવ પાર્શ્વનાથ | ૨૦ | ૪૧ | ૧ ચાંદી | ૫ | ૧ | ૧ કા. |
| | ભોયરૂં ગોડી પાર્શ્વનાથ | ૧ | | | | | ૧૭૦) જીન- |
| ૨૦ | | | | | | | ના ગોખલો |
| ૨૧ | સંભવનાથ | ૧૦ | ૨ | | ૨ | | |
| | મુનિસુવ્રત સ્વામી | ૮ | ૧ | | ૧ | ૦ | |
| | માણેકચોક | | | | | | |
| ૨૨ | આદિશ્વરજી | ૧૮ | ૨૬ | ૧ સ્ફટિક | | | ૨ કા. |
| ૨૩ | ચિંતામણિ પાર્શ્વનાથ | ૯ | ૩૨ | | | | ૪ કા. |
| | ભોંયરૂં આદિશ્વરજી | ૪+૬ | ૬ | ૧ | | | ૯ કા. |
| ૨૪ | શાતિનાથજી | ૧૪ | ૨૮ | | ૮ | ૩ | |
| ૨૫ | વાસુપૂજ્યજી | ૪ | ૨૮ | | ૧ | | |
| ૨૬ | ચિંતામણ પાર્શ્વનાથ | ૮ | ૪૪ | ૧ ચાંદી | ૧ | ૧ | |
| ૨૭ | ધર્મનાથજી | ૯ | ૧૮ | ૧ | ૧ | ૧ | ૩ કા |
| ૨૮ | મહાવીરસ્વામી | ૫ | ૫ | | ૧ | | |
| | ભોંયરાપાડો | | | | | | |
| ૨૯ | શાંતિનાથજી | ૫ | ૩ | ૦ | ૧ | | |
| | નેમનાથજી | ૬ | ૧૧ | ૧ સ્ફટિક | ૬ | ૧ | |
| ૩૦ | શાંતિનાથજી | ૯ | ૨૮ | | ૬ | ૨ | |
| ૩૧ | મલ્લીનાથજી | ૫ | ૧૨ | | ૨ | ૧ | દક્ષિણાવર્ત શંખ |
| ૩૨ | ચંદ્રપ્રભુજી | ૧૦ | ૨૯ | ૧ સ્ફટિક | ૨ | | |
| ૩૩ | નવખંડા પાર્શ્વનાથજી | ૧૧ | ૩૯ | | ૧ | ૩ | |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| | ગીમટી | | | | | | |
| ૩૪ | મહાવીરસ્વામીજી | ૮ | ૫૮ | | ૫ | ૩ | કાચનું દહેરૂં |
| | અજીતનાથ | ૫ | ૧૧ | | ૨ | | ૩ કા. |
| | ઊંડીપોળ | | | | | | |
| ૩૫ | શાંતિનાથ | ૫ | ૨૦ | | ૩ | ૩ | |
| | પુન્યશાળીની ખડકી | | | | | | |
| ૩૬ | શાંતિનાથ | ૪ | ૨૨ | | | ૩ | |
| | દલાલવાડો | | | | | | |
| ૩૭ | કુંથુનાથ | ૫ | ૨૪ | | ૪ | | |
| | શાંતિનાથ | ૬ | ૨૮ | | ૪ | ૩ | |
| | સાગોટાપાડો | | | | | | |
| ૩૮ | ચિંતામણિ પાર્શ્વનાથજી | ૧૩ | ૩૩ | ૧ સ્ફટિક | ૩ | | ૭ કા. |
| | ભોયરૂં રથભણજી | ૧૫ | ૬૬ | | | ૪ | |
| ૩૯ | આદિશ્વરજી | ૩૦ | ૨૭ | | | ૨ | |
| | ચોળાવાડો | | | | | | |
| ૪૦ | સુમતિનાથ | ૪ | ૧૭ | | ૬ | ૧ | ચોમુખજી |
| | વાઘમાસીની ખડકી | | | | | | |
| ૪૧ | સંભવનાથ | ૧૮ | ૬૦ | | ૧ | ૨ | |
| | ભોયરૂં શાંતિનાથ | ૮ | | | | | |
| ૪૨ | વિજ્ય ચિંતામણિ પાર્શ્વનાથ | ૭ | ૧૫ | | ૧ | ૪ | બજારના રસ્તાપર |
| | ગોગડીવાડાનીપોળ | | | | | | |
| | વાસુપૂજ્યસ્વામી | ૨ | ૬ | | ૨ | ૧ | ચાંદીના હાથી પર |
| | કુંભારવાડો | | | | | | |
| ૪૩ | શીતળનાથજી | ૧૯ | ૪૩ | ૨ સ્ફટિક | ૨ | ૨ | |
| | ગોળીકવાડો | | | | | | |
| | શાંતિનાથજી | ૦ | ૧૪ | | ૧ | ૨ | ઘરદેરાસર |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| | માંડવીનીપોળ | | | | | | |
| ૪૪ | કુંથુનાથજી | ૧ | ૯ | | ૧ | ૨ | |
| ૪૫ | આદિશ્વરજી | ૧૭ | ૩૪ | | | ૩ | કમ્પાઉન્ડમાં ઝાડ છે |
| | નેમનાથજી બાજુમાં | ૪ | | | | | |
| | આલીપાડો | | | | | | |
| ૪૬ | શાંતિનાથજી | ૧૪ | ૪૪ | | ૨ | ૮ | |
| | સુપાર્શ્વનાથજી | ૩ | ૨૦ | | | ૨ | |
| | કડકોટડી | | | | | | |
| ૪૭ | શાતિનાથજી | ૭ | ૪ | | | ૧ | કારીગરી |
| ૪૮ | પદ્મપ્રભુજી | ૧૨ | ૪૬ | | | ૨ | |
| | જીગલાપાડો | | | | | | |
| ૪૯ | મનમોહન પાર્શ્વનાથ | ૩ | ૨ | | ૧ | ૧ | |
| ૫૦ | અરનાથ | ૫ | ૨૪ | | | ૩ | |
| ૫૧ | અમીઝરા પાર્શ્વનાથ | ૨૦ | ૧૮ | | ૧ | ૧ | |
| ૫૨ | ચિંતામણિ પાર્શ્વનાથ | ૧૫ | ૨૫ | | ૩ | ૨ | પાંચ શિખર |
| | શાતિનાથ જમણીબાજુ | ૩ | ૮ | | ૧ | ૧ | |
| | ભમતી | ૬૧ | | | ૧ | | |
| | ,, ડાબી બાજુ | ૩ | ૨ | | | | |
| | આદિશ્વરજી જમણી બાજુ | ૧ | | | ૧ | | |
| | અરિષ્ટનેમિ ભોયરૂ | ૧૮ | ૮ | | | | |
| | મહાવીરસ્વામી ડાબી બાજુ | ૩ | ૩ | | | ૧ | |
| | વાસુપૂજ્યજી ત્રીજેમાળે(૧) | ૫ | ૫ | | ૧ | | |
| | પાર્શ્વનાથ ,, (૨) | ૫ | ૪ | | ૧ | | |
| | મલ્લીનાથ ,, (૩) | ૭ | | | | | |
| | ,, (૪) | ૫ | ૧૪ | | | | |
| | વાસુપુજ્ય ,, (૫) | ૫ | ૩ | | | ૧ | |
| | | ૭૬૦ | [illegible] | ૩૬ | ૧૫૯ | ૧૦૩ | |

સૂચના—કાઉસગ્ગીઆ માટે 'કા' મુકયો છે.

<u>ચૈત્યપરિપાટીના ક્રમ</u>

અનુક્રમ નંબર ચોકસીની પોળથી શરૂ થતો હોવાથી યાત્રા કરવી પણ ત્યાંથી ઠીક પડે તેમ છે. પ્રથમ વિમળનાથનું દેરાસર જુહારી ચોકસીની પોળમાં આગળ વધવું. આ દહેરૂં શિખરબંધ છે. પહેલાં તેમાં ચોમુખજી હતા પણ પાણી છલ્લો પાયો પુરી પુનઃ નવિન દેવાલય તૈયાર કરાવ્યું તે વેળાએ તેમાં ફેરફાર થયો; અને અત્યારની વ્યવસ્થા નિર્માઇ. પૂર્ણ રીતે કામ પુરૂં થયુ નથી. ઘણી પ્રતીમાઓ સંપ્રતિ રાજાના વખતની છે. કેટલીક બહાર ગામ અપાઈ પણ છે. વ્યવસ્થાપક શા. સકળચંદ ભુરાભાઇ છે કે જેઓ દહેરા સામેની ખડકીમાં રહે છે. ત્યાંથી 'વાવ' નામા ખડકીના બે દહેરાંનાં ખંડેરો જોઇ આગળ વધતાં ચિંતામણિ પાર્શ્વનાથનુ દહેરૂં આવે છે તે પણ પથ્થરથી બંધાતું હોવાથી કામ ચાલુ છે. માણેકલાલ મગનલાલ ગાંધી એનો વહીવટ કરે છે. એ કુટુંબનો અગાઉ કાળા કાપડનો વેપાર અરબસ્તાન સાથે સારો હતો; એની બાજુમાં મનમોહન પાર્શ્વનાથ નામે સ્વચ્છતાનો આદર્શ પુરો પાડતું દહેરૂં છે. તેની સંભાળ પારેખકુટુંબી શા. ખીમચંદ ઝવેરચંદ રાખે છે જે અલીંગમાં રહે છે. સામેની પરબડી નજીક શ્રેયાંસનાથનું દેવાલય છે તેની વ્યવસ્થા શા. જીવાભાઈ મગનલાલ કરે છે જે એજ પોળમાં વસે છે. આખી પોળમાં શ્રાવકોનીજ વસ્તી છે. પૂર્વે આ પોળનું મહત્વ વિશેષ હતું; સોના રૂપાના વેપારીઓ અને ચોકસીઓ મોટે ભાગે વસતા હોવાથી ચોકસીની પોળ તરીકેનું ગુણનિષ્પન્ન નામ પડયું હતું, ભાયજીશા, પોચાશા, ખુબચંદ અનુપચંદ જેવા આગેવાનો આ લતામાંજ થયેલા.

પોળ બહાર નીકળી જમણા હાથે વિજળીના થાંભલા સામે આવેલી મહાલક્ષ્મી માતાની પોળમાં જવું. સામેજ શ્રી મહાવીર પ્રભુનું મનોહર દહેરૂં નજરે પડે છે. ચરમ તીર્થપતિની મધ્યમ કદની આલ્હાદજનક મૂર્તિના દર્શન કરતાં મન આનંદ પામે છે. નીચેની બેઠકમાં

શ્રી ગૌતમની સાધુદશાની મૂર્તિ નિહાળતાં શ્રી વીર ગૌતમનો સમય નયન સન્મુખ તરવરે છે. ગુરૂ શિષ્ય વચ્ચેની અનુપમ પ્રીતિ–ભક્તિ સ્મૃતિપટમાં તાજી થાય છે. દિવાલ પર લટકાવેલા કમિટિના સદ્‌ગત ઉપપ્રમુખ શ. કસ્તુરચંદ દીપચંદ ચોકસીના શાંતિસ્નાત્ર વખતે તૈયાર કરાવેલા તખ્તાઓમાંના જૈન સિદ્ધાંતમાંથી તારવી કાઢેલા મુદ્રાલેખો સૌનું ધ્યાન ખેંચે છે., કાર્તિકી પૂર્ણિમાએ બંધાતો શ્રી શત્રુંજયનો પટ અહીંજ રહે છે, તેમજ નવિન વર્ષમાં પ્રથમ પૂજા આ દહેરે થતી હોવાથી આ સ્થાનનું મહત્વ અનેરૂં છે. પ્રસ્તુત દેવાલયમાં ગુલાબીદાસની ખડકીમાંથી શ્રી મહાવીર સ્વામીનું અને ચોકસીની પોળમાંની 'વાવ'માંથી મનમોહન પાર્શ્વનાથ તેમજ શીતલનાથના દહેરા ઉપાડી એ ત્રણેનો અહીં સમાવેશ કરવામાં આવ્યો છે. ભાવના વેળાએ સંગીતનું કાર્ય કરનાર જૈન સુબોધક મંડળીની સ્થાપના પણ આજ દહેરે થયેલી, તેના ઉમંગી કાર્યવાહકોના અવસાનથી આજે તેનું અસ્તિત્વ નથી, છતાં ભૂતકાળમાં તેનું ગૌરવ આસપાસના માતર, મહેલાવ, લુણાવાડા વ૦ ગામોમાં પ્રસરેલું તે ભુલાય તેમ નથી. પર્યુષણ પછીના વરઘોડામાં જે રાસ ગુંથાય છે તે પહેલ તેનીજ છે. આયેના વંડામાં શત્રુંજયના પટ રખાય છે, ચૈસ વ્ય૦ કમિટિના ઉપકરણો પણ હાલ ત્યાં રખાતા હોવાથી એ તેના કાર્યાલયનું સ્થાન છે. નજીકમાં જગવલ્લભ પાર્શ્વનાથના પ્રાચીન દહેરાની જગ્યા છે. આ દહેરાસરનો વહીવટ ચોકસી દીપચંદ ડાહ્યાભાઇ કરે છે જે ચોકસીની પોળમાં વિમળનાથના દહેરા આગળ રહે છે. અહીંથી પાછા ફરી ચોકસીની પોળની નજીક આવેલા પથ્થરથી બંધાયેલા શ્રી શાંતિનાથના નાનકડા દહેરે દર્શન કરવા. એનો જીર્ણોદ્ધાર સં. ૧૯૮૧ની સાલમાં થયો છે; તેની સંભાળ શા. પોચાભાઈ છગનલાલ રાખે છે જે સામેના ઘરમાંજ રહે છે. ચોકસીની પોળ સબંધે મળી આવતી નોંધ નીચે પ્રમાણે છે—

'સં. ૧૪૯૧ વર્ષે ફાગણ વદી ૫ ના દિને શ્રીમાળજ્ઞાતીય મહંપોયા

ભાર્યા ખેતળદેના પુત્ર જેશાંકે પોતાની ભાર્યા યમકૂ અને પુત્રી રાજુ તથા તેના પુત્ર શ્રીપાળ સાથે સ્વશ્રેયાર્થે મુનિસુવ્રત સ્વામીની પ્રતિષ્ઠા કરાવી.' ટેકરી તરફ જતા શેઠ પોપટભાઈ અમરચંદના વંડામાં બે ઘર દેરાસરો છે તેના દર્શન કરી વંડા બહાર નિકળી જૈનશાળા નં. ૧ ના દહેરામાં છે. સામેની ગલીએથી ઉતરી અલીંગમાં આવેલા નં. ૭ વાળા દહેરે જવું. તેનો વહીવટ શા ઠાકરશી ધરમચંદ કરે છે જે ટેકરી આગળ રહે છે. અહીંથી પાછા ફરીને ધોબી ચકલા આગળ થઈ લાડવાડામાં આવેલા નં. ૮ વાળા અંભિનંદનજીને જુહારવા. આને મેડીનું દહેરું કહેવાય છે. દશકા પૂર્વે આયંબિલની હોળીમાં સ્ત્રીવર્ગ માટેનું આ કેંદ્રસ્થાન હતું પણ આજે તે દશા નથી. તેની સામેની ખડકીમાં અગાઉ દહેરું હતું જે ઉપાડી લેવામાં આવ્યું છે. એની સંભાળ શા. ફુલચંદ ગગલવાળા રાખે છે જે નગીનની પતંગશીની પોળમાં રહે છે.

ત્યાંથી પાછા ફરી, ધોબી ચકલે આવી દંતારાવાળું શ્રી અનંતનાથજીનુ દેહરું જુહારવું. સુઘડતા અને સ્વચ્છતા અહીં સારી રહે છે. વ્યવસ્થા શા. છોટાલાલ જવેરચંદ દંતારા કરે છે જે નગીકમાંજ વસે છે. આ બધું ખારવાડાના લતામાં ગણાય છે. ખારવાડો એ ખંભાતના તેમજ જૈન સમાજના ઇતિહાસમાં મહત્વનું સ્થાન ધરાવે છે. આખોયે લતો જૈનોથી વસાયલો હોઇ, મોટા ભાગે સુખી જીવન જીવે છે. સ્તંભતીર્થના ગૌરવ સમા શ્રી સ્થંભણ જિન અહીં વિરાજે છે. ગુલાબવિજયનો જુનો ઉપાશ્રય પણ અહીંજ આવેલો છે. કહેવાય છે કે હેમચંદ્રસૂરિએ એ સ્થળે જ પૂર્વે કુમારપાળ ભૂપ ને છુપાવેલા ને વ્યંગમાં ઉત્તર આપેલો. મંત્રીશ્વર ઉદાયન પણ અહીં નગીકમાં જ રહેતા. આજે એ ભૂતકાળનો ગૌરવ ભર્યો ઇતિહાસ કાળના ગર્ભમાં અદશ્ય થયેલો છે; માત્ર સંભારણા રહ્યાં છે. દશમા નંબરવાળું મહાવીરસ્વામીનુ દહેરું જે 'રાયારતનચંદ'ના ઘર સામે આવેલું છે તે જુહારવું. એવા મૂળનાયક તરિકે ચોમુખજી બિરાજમાન છે; એમાંથી પાછળના માર્ગે થઈ નં–૧૧ વાળા કંસારી–

પાર્શ્વનાથના દહેરામાં આવતું. આ પ્રતિમા સબંધમાં ઐતિહાસિક વૃતાંત નીચે મુજબ છે–કંસારીપુર, ખંભાતથી એક માઇલ પર આવેલું ગામ છે. અત્યારે ત્યાં જૈનોની વસ્તી કે દહેરૂં નથી; પણ પહેલાં ત્યાં શ્રાવકોની વસ્તી તેમજ દેરાસરો હતા એમ પ્રમાણ મળે છે. કવિ રૂપભદાસે ખંભાતની ચૈત્યપરિપાટી બનાવી છે તેમાં નીચે પ્રમાણે લખાણ છે.

ભીડિભંજણ જિન પૂજવા, કંસારીપુરમાંહિ જઈઈ,
બાવીશ બ્યંબ તિહાં નમી,- ભાવિક જીવ નીર્મળ થઈઈ;
બીજઈ દેહરઇ જઈ નમું, સ્વામી રૂપભ જિણંદ,
સતાવીસ બ્યંબ પ્રણમતા, સુપુરૂષ મનિ આણંદ.

આ ઉપરથી કંસારીપુરના બે દહેરા તેમજ બિંબોની વાત સિદ્ધ થાય છે. વળી સં. ૧૬૩૯ ની સાલમાં સુધર્મગચ્છના વિનયદેવસૂરિ ખંભાત આવ્યા ત્યારે ત્યાં ત્રણ દિન રહ્યા હતા. તેમણે પાર્શ્વનાથના દર્શન કર્યાનું મનજીરૂપિએ વિનયદેવસુરિરાસમાં લખ્યું છે. આવો જ પુરાવો સં. ૧૭૦૧ ની સાલમાં રચેલી અન્ય તીર્થમાળામાંથી પણ મળે છે. વિદ્યમાન કંસારી પાર્શ્વનાથનેજ પહેલાં 'ભીડભંજન પાર્શ્વનાથ' કહેતા હશે; પણ કંસારીથી લાવી અત્રે પધરાવ્યા બાદ તેમનું નામ ' કંસારી પાર્શ્વનાથ ' પડયું હોવું જોઇએ. આજે એ કંસારી શુદ્ધ દીવેલ માટે પ્રસિદ્ધ છે. નં. ૧૦/૧૧ વાળા બંને દહેરાનો વહીવટ શા. રાયા રતનચંદ વાળા વાડીલાલ છોટાલાલ કરે છે જે સામે જ રહે છે. નં. ૧૦ ની બાજુમાં શ્રી મુનિસુવ્રત સ્વામીનું નાનું દેહરૂં આવ્યું છે. તેની દેખરેખ શા. ગુલાબચંદ્રદાસ નાનચંદ રાખે છે જે ખોળાપીપળા નજીકની શેરીમાં રહે છે. ત્યાંથી પાછા ફરી, જ્ઞાનમંદિરના આલીશાન મકાન પાસે થઈ, મોર પાર્શ્વનાથનું પુરાણું ખાલી મદિર, તેની છતની કારીગરી અને ભોંયરૂં જોઈ આગળ વધતાં જે શિખરબંધી, વિશાળ અને ભવ્ય દેવાલય નજરે પડે છે એજ શ્રી ખંભાત નગરના અધિષ્ઠાતા શ્રી સ્થંભણ પાર્શ્વનાથનું

સ્થાનક. અગાઉ તો દહેરૂં સાંકડુ હતું, પાસે બીજા દહેરાના ખંડીયરો હતા, પણ ગયા વરસમાં (સં. ૧૯૮૪ ના ફાગણ સુદ ૩) તીર્થોદ્ધારક સૂરીશ્વર શ્રી વિજયનેમિસૂરીશ્વરજીના વરદ હસ્તે, નવીન બંધાયલા મનોહર પ્રસાદમાં, પ્રાચીન અને અતિશય મહિમાશાળી, શ્રીસ્થંભણ પાર્શ્વની નિલમ પ્રતિમા ગાદીનશીન થઇ, તે વેળા એક તરફ મોર પાર્શ્વનાથ અને બીજી બાજુ આદિશ્વરજીના બિંબોની પણ સ્થાપના કરવામાં આવી. વળી એ શુભ પ્રસંગે નવિન ભરાવેલા કેટલાક બિંબોની અંજન શલાકા પણ થઇ હતી. ત્યારથી ખંભાતના ગૌરવમાં પુનઃ તેજ પ્રસર્યું છે આજે તે યાત્રિકો માટે તીર્થધામ બન્યું છે. 'સ્થંભણ પાર્શ્વનાથ ચરિત્ર' અનુસાર આ નિલમની મૂર્તિ આષાઢી નામા શ્રાવકે ગઇ ચોવીશીમાં ભરાવેલી છે. એ પ્રાભાવિક પ્રતિમાને સૌધર્મ ઈંદ્રે પૂજી, કેટલાક કાળ પછી ધરણેંદ્રને એની પ્રાપ્તિ થતાં આર્યાવર્તના સમુદ્ર કિનારે લંકાપુરીની સામે આવેલા વેલંધર પર્વતની ઉપર દેવાલય બનાવી તે અહર્નિશ તેની પૂજા કરવા લાગ્યો. એ રીતે રાવણ તેમજ રામના પૂજવામાં આ ચમત્કારિક બિંબ આવ્યું. કહેવાય છે કે રામ લક્ષ્મણે એ અદ્ભુત મૂર્તિના એકાગ્ર સ્મરણથી સમુદ્રના ઉછળતા મોજા પર કાબુ મેળવી, લંકા સમીપ સ્વ-સૈન્ય સહિત કુચ કરી હતી. પાછળથી પ્રતિવાસુદેવ શ્રીકૃષ્ણ એના દર્શન કરી, નાગરાજની અનુમતિથી એ મૂર્તિને દ્વારામતીમાં લાવ્યા. દ્વૈપાયન ઋષિના શ્રાપથી દ્વારકા દગ્ધ થઇ તે પહેલા દેવસાનિધ્યથી આ પ્રતિમા સમુદ્રમાં અદ્રશ્ય થઇ હતી. જ્યારે મુસાફરીમાં એકવાર સાર્થવાહ ધનપતિના વહાણ ભરદરિયે સ્થંભ્યા, ત્યારે સૌ કોઇ કિંકર્તવ્યમૂઢ બન્યા તે વેળા દેવે પ્રગટ થઇ આ મૂર્તિ તેને અર્પણ કરી, કાંતિપુરમાં ( સાર્થવાહનું વતન ) લઈ જવાની આજ્ઞા કરી. વહાણ પુન ચાલુ કર્યા. કેટલાક કાલે નાગાર્જુન નામે યોગી થયો, તેને રસસિદ્ધિ કરવાની ઇચ્છા થતાં પાદલિપ્તસુરિ પાસેથી એની વિધિ જાણીને તે કાર્ય નિર્વિઘ્ને પાર પાડવા સ્વશક્તથી

કાંતિપુરમાંના આ બિંબને ઉપાડી લઈ ખંભાત નગર પાસે આવેલી સેઢી નદીના કાંઠા ઉપર એક ગુપ્ત સ્થાનકે રાખી આરાધના કરવા પૂર્વક તેની સાધના કરવા લાગ્યો.

શેઢી નદીએથી આ વિલક્ષણ પ્રતિમા ખંભાત આવી તેને લગનો ઇતિહાસ જરા લાંબો છે. વિદ્વાન સૂરિ મહારાજ અભયદેવના સમયમાં આગમનું જ્ઞાન પ્રાપ્ત કરવાનું સાધુવર્ગના મોટા ભાગને કષ્ટસાધ્ય થઇ પડયું; કેમકે માત્ર બેજ અંગ પર ટીકા થયેલી ને બાકીના નવ સમજવા કઠીણુ થઇ પડેલા. તે પર ટીકા રચાવાની અગત્ય હતી છતાં એ કામ ઉપાડે કોણુ ? એ ગહન પ્રશ્ન હતો. ઘણાની નજર અભયદેવસૂરિ પ્રતિ વળતી; છતાં નિશ્ચયપૂર્વક ભલામણુ કરી શકાય પણુ કેવી રીતે ? દૈવકૃપાએ એનો તોડ આણ્યો. મધ્યરાત્રે શાસનદેવીએ એ સૂરિપુંગવને એ સંબંધી વાત કરી; પણુ આવી ગંભીર જવાબદારી ઉપાડતાં સૂરિના પગ પાછા પડયા. દેવીએ ગુંચવાઇ ગયેલા નવ સુતરના કોકડા ઉકેલવા સૂરિને આપ્યા. મહા મુશીબતે સૂરિએ એ ગુચો ઉકેલી. દેવીએ હર્ષ પામતાં કહ્યું, આચાર્યશ્રી ! આપ જરૂર નવ અંગની ટીકા કરી શકશો, નવ કોકડા ઉકેલવામાં એનો મર્મ સમાય છે. સૂરિએ દેવીના આગ્રહથી કામ ઉપાડયું: પણુ ટીકા રચવાના કામ તે સ્હેલાં હોય ખરાં ? શાસ્ત્રકારના વચનને જરા પણુ ક્ષતિ પહોંચાડયા સિવાય એનું રહસ્ય સરળ ભાષામાં મૂકવું એ પ્રખર વ્યક્તિ સિવાય બીજાથી નજ બને. એ વ્યવસાયમાં સદાલીન રહેવાથી સૂરિની તબિયત લથડી ગઇ, અંગે કર્મવશાત્ કુષ્ટરોગ ફૂટી નીકળ્યો, આમ અચાનક વિઘ્ન ઉદ્ભવ્યુ. જનતાને મોઢે કંઈ તાળું છે ? કોઇએ પ્રમાદ કરવાથી આમ બન્યાનુ કહ્યું, તો કોઇએ દેવ રૂઠયા તેથી રોગ ઉપજવાના દોષોનો ટોપલો એમના શીરે ધર્યો. સમજુ તો કર્મના પ્રપંચ વિચારી મૌન રહ્યા; છતાં સૂરિનું હૃદય કેમ શાંતિ ધરે. વ્યાધિથી ન ગભરાયા પણુ શાસન પર આક્ષેપ થાય એ કેમ સહ્યં જાય ! અનશન કરવા તત્પર થયા. શાસનદેવીની

પરીક્ષા પૂરી થઈ. મધ્ય રાત્રે હાજર થઇ તે સૂરિ મહારાજને વિનય પૂર્વક કહેવા લાગી. 'આપ બે ઘડક ટીકાનું કામ કર્યા જાવ કોઇ રોગથી ન અકળાતા. આવતી કાલે સવારે સંઘ સહિત ખંભાત તરફ વિહાર કરજો. માર્ગે શેઢી નદીના કિનારે ખાખરાના એક વૃક્ષ નીચે પૂર્વે નાગાર્જુને પાર્શ્વનાથની પ્રતિમા ભંડારી છે તેને પ્રગ- કરવામાં આપ નિમિત્તભૂત બનશો અને એ પ્રભાવિક પ્રતિમાના ન્હવણછાંટણથી આપનો વ્યાધિ દૂર થશે. પછી એ સંબંધી પૂર્વ ઇતિહાસ કહી દેવી અતર્ધાન થયા. પ્રાતઃકાળે સૂરિ સંઘ સમેત નિક ળ્યા. નિર્દિષ્ટ સ્થાને પહોંચી ગાયની દુધધારાથી સ્થાનનો પત્તો મેળ વતાં, અને દેદીપ્યમાન મૂર્તિને જોતાંજ સૂરિરાટની ભાવ લહરી કાવ્ય રૂપે ઉછળી રહી. જયતિહુઅણ સ્તોત્રના તેત્રીસમા કાવ્યે બિંબ સ્વયમેવ પ્રગટ થઈ બહાર આવ્યું, સૌનું મન શાંત થયું. કાવ્યધારા અટકી પડી. એ છેલ્લું કાવ્ય ગોપવી લીધાનું કહેવાય છે. ત્યારથીજ એ પ્રભાવશાળી સ્થંભણ પાર્શ્વનાથ ખંભાત ( તે કાળે ત્રંબાવટી ) માં આવ્યા. ઉત્તમ પ્રાસાદમાં સ્થાપન થયા. ચમત્કાર ત્યાં નમસ્કાર એ પ્રકારે અરાઢે વર્ણના પૂજ્યપાત્ર બન્યા. ત્રંબાવટી બદલાઇ સ્થંભણ તીર્થ, થયું, જે જતા દિવસો સ્થંભતીર્થ કે સ્થંભણપુર–ખંભનયર કહેવાણું; એજ આજનુ ખભાત. મુર્તિ સાથે સંકલાયલો આ ખંભા- તનો પ્રાચીન ઇતિહાસ. એ નિલમ બિંબને કિંમતી જાણી એક કારી- ગર ગુપ્ત રીતે લઇ ગયેલો, પણ બિચારાને આંખે અંધાપો આવ્યો હોય તેમ કોઈ દિશા ન સુઝવાથી, પકડાઈ જતાં પાછું મુકી ગયો. તે પછીથી ભાવી કાળને ધ્યાનમાં લઇ એ મુર્તિને લેપ કરવામાં આવ્યો, જેથી તેજ કંઇક અંશે અવરાયું. એથી ચોરાઇ જવાની ભિતિ ન રહી. ખારવાડા મધ્યે એ રમણિય પ્રાસાદ ભૂતકાલીન મહિ- માની ધ્વજા ફરકાવતો, સારાયે ભારતની જૈન જનતાને આકર્ષતો, સૌ કોઇનું ધ્યાન ખેંચતો, સમરાંગણના મહારથી સમો ઉભો છે. એ વડે આજે ખંભાત ગૌરવવંતુ છે, એનો વહીવટ શા. છગનલાલ

પાનાચંદ હસ્તક છે. ગત વર્ષે પ્રતિષ્ઠા વેળા સુરતનિવાસી. શા છોટુ-ભાઈ ભગવાનદાસે રૂ. ૧૦૫૦૧) ખર્ચી એ મહિમાસંપન્ન બિંબને ગાદીનશીન કર્યું હતું. એ સમયની શત્રુંજ્ય તીર્થની રચના, આઠે દિવસનો મહોત્સવ, પ્રતિ દિને સ્વામીવાત્સલ્ય અને સારીયે જનતાનું દર્શનાર્થે આગમન તેમજ શ્રી ઉદયસૂરિનું શાન્તિપૂર્વક વિધિવિધાન સ્મૃતિપટમાંથી અણુભૂલાયલાજ રહેવાના.

આ નવિન પ્રાસાદ સામે નં. ૧૪ નું શ્રી સીમંધર જીન ( મહા-વિદેહ વિહરમાન ) નું રમણિય દેવાલય આવેલું છે. માળ ઉપર પદ્મ-પ્રભુજી બિરાજે છે. આ ઉપરાન્ત અંદર ગભારામાં, તાકામાં સ્ફટિક રજતના નાના બિંબો છે. વહીવટ જૈનશાળા કમિટિ હસ્તક છે. વિહરમાન જિનથી મુર્તિ મનોહર છે અને આરસની છત્રી શિલ્પકળાનો ઠીક ખ્યાલ આપે છે. ત્યાંથી નિકળી નાગરવાડામાં જવાના માર્ગે શ્રી સુખસાગર પાર્શ્વનાથજીનુ દહેરૂ છે ત્યાં દર્શન કરવા. તેની દેખ-રેખ શા. મનસુખભાઇ લાલચંદ ગણે છે. ટેકરો ઉતરતાંજ શ્રી. વાસુપૂજ્યસ્વામીનો પ્રાસાદ દષ્ટિગોચર થાય છે. નાગરવાડાના મોટા લત્તામાં એ એકજ દહેરૂં હોવાથી એની ઉજળામણ ઉડીને આંખે વળગે તેવી છે. કમિટિની ગણત્રી મુજબ નં. ૧૬ આવે છે, ત્યાં પણ બહારના તાકામાં સ્ફટિક-રજતના નાના બિંબો છે. વળી દિવાલ પર નવ ગ્રહના ચિત્રો છે. ખડકીવાળાઓની દેખરેખ સંબંધી ગોઠવણ સારી છે અને જેનું અનુકરણ બીજા લતાવાળાઓએ કરવા જેવું છે. વહીવટ ઘીયા ઠાકરશી છોટાલાલ કરે છે. કેસર તેમજ વસ્ત્ર પરિ-ધાન માટે અલગ ઓરડી છે. આ લત્તામાં દહેરા નજીક જૈનોની જ વસ્તી છે. બાજુમાં ગુલાબવિજયજીના ઉપાશ્રય તરિકે ઓળખાતા મોટા ઉપાશ્રયનું દ્વાર પડે છે. આ રીતે અહીંથી આગળ વધી પાણીની ચકલી પાસે થઇ સંઘવીની પોળમાં પ્રવેશ કરવો.

નં. ૧૭ નું વિમળનાથજીનું દહેર આ ખાંચામાં છે. નાનકડું છતાં

શોભિતું છે. તેમાં બે લેખ તથા બે પગલાં જોડ છે. નીચે ભોંયરૂં છે. કામ અધુરૂ છે. વહીવટ કર્તા હીરાચંદ કીલાચંદ નજીકમાં રહે છે. આ દહેરા સંબધે નીચે પ્રમાણે નોંધ મળે છે.

"સં. ૧૪૮૫ વર્ષે મહા સુદિ ૧૦ શનીવારે ઓશવાળજ્ઞાતિના શેઠ નાથાની ભાર્યા વાનૂએ પુત્ર સા મહુણાકે ભાર્યા પૂરી પ્રમુખે કુટુંબ સાથે પોતાના શ્રેયાર્થે ભરાવેલા શ્રી મુનિસુવ્રતસ્વામીના બિંબની પ્રતિષ્ઠા કરાવી." આ બિંબ ઉક્ત દહેરામાં છે. પ્રતિષ્ઠા પ્રભાવક એવા શ્રી સોમસુંદરસૂરિના હસ્તે થયેલી છે.

એજ પોળમાં આગળ જતાં નં. ૧૮ વાળું શ્રી સોમચિંતામણ પાર્શ્વનાથનુ જીર્ણોદ્ધાર થયેલું દહેરૂ આવે છે. એમાં પદ્માવતી દેવીની ચમત્કારિક મૂર્તિનુ સ્થાન હોવાથી એ 'પદ્માવતી'ના દહેરા તરિકેની પ્રસિદ્ધિ છે. સંભાળ શા. ઠાકરશી મોતીચંદ રાખે છે જે સામેજ રહે છે. અહીં જૈનોથી વસાયલો સંઘવીનીપોળનો લતો પૂરો થઇ ખડકી બહાર નિકળતાં 'બોલ પીપળા' નામક સરિયામ લતો આવે છે. ખડકીમાંથી જમણા હાથે જતાં છીરાળાપાડો આવે છે. સીધા જતાં બજાર આવે છે, જ્યારે ડાબા હાથે જતાં માણેકચોકમાં જવાય છે. ખડકીની લગોલગ પાર્શ્વચંદ ગચ્છનો ઉપાશ્રય છે. તેનાથી બે મકાન મૂકીને ખાંચામાં વળતા નાકા પર જર્જરિત દશામાં આવી પડેલી સંઘની મોટી ધર્મશાળા છે. બાજુમાં પાર્શ્વચંદ્રસૂરિનો સ્તુપ યાને શુભ છે. એની પાછળ ખૂણામાં નં. ૧૯ વાળું નવપલ્લવ પાર્શ્વનાથનું વિશાળ દેવાલય આવેલું છે. ભોંયરૂં છે જેમાં ગોડી પાર્શ્વનાથની મર્તિ છે. દેરાસરની કારીગરી અને બાંધણી જોવાલાયક છે. બાજુમાં નાનો સાધ્વીનો ઉપાશ્રય છે. ભૂતકાળ ત્યાં ભક્તિનું કેવુંયે પ્રદર્શન ભરાતું હશે તેનો વિશાળતા પરથી ખ્યાલ આવે છે. આજે તો એ નિર્જનતાવાળા પ્રદેશમાં એકાકી ઉભેલા પથિક સમુ ખૂણામાં પડયું છે. એનો વહીવટ ઓશવાળજ્ઞાતિય, શા. દલપતભાઈ ખુશાલદાસ ઝવેરી કરે

કે, જે ઝીરાલાપાડામાં રહે છે. ઉત્કૃષ્ટા કાળે વિચરતા ૧૭૦ જીનનું ચેત્ર રજુ કરતો પટ આ દહેરે છે. ખાંચા સામે જે ખાંચો છે તેમાં નં. ૨૦-૨૧ વાળા સંભવનાથ અને મુનિસુવ્રત સ્વામીના દહેરાઓ સામ સામે આવેલાં છે. તેનો વહીવટ ચુનીલાલ ખીમચંદ અને મથુરભાઇ જીણાભાઇ હસ્તક અનુક્રમે છે, જેઓ ત્યાંજ વસે છે. પાછા ફરી માણેકચોકના માર્ગે કદમ ભરતાં એક વિશાળ ચોતરા નજીક આવીએ છીએ. એ ચકલુ તે માણેકચોક. એ પુન્ય-શીળા ભૂમિના યશોગાન શ્રાવકકવિ રૂપભદાસે પોતાના રાસાઓમાં વિવિધ રૂપે ગાયા છે. આજે તો એ ભીમે નથી અને એ ગદાએ નથી અર્થાત્ કાળે કરાળ અંતર પાડયુ છે. છતા વીશી પર એ ચોરાનુ મહત્વ કેવુ હતુ તે યોજકે નજરે નિહાળ્યુ છે તેથી ખાત્રી પૂર્વક કહી શકે છે કે કવિશ્રીના વર્ણનમા અતિશયોકિત કરતા સત્યની છાયા વધુ છે. પોળમા પ્રવેશતા ડાબા હાથે આદિશ્વરજીનું ન. ૨૨ વાળુ દહેરૂ આવે છે, જેનો વહીવટ ન. ૧૯ વાળા ઝવેરી હસ્તક છે. ત્યાથી આગળ જતા બાંધણીમાં નવિન ભાત પાડતુ અને થોડા સમય પૂર્વે જેનો જીર્ણોદ્ધાર થતાં રૂપરગમાં નવિનતા ધરતુ અને જેને માટે ઐતિહાસિક નોધો છે એવુ શ્રી ચિતામણિ પાર્શ્વનાથનુ દેવાલય યાને આદિશ્વરજીનુ ભોયરૂ નયનપથમા આવે છે. કવિવર રૂપભદાસની પોળનુ આ પ્રાચીન જીનાલય. એક કાળે જ્યા ગવિના કિરણો મહામુશ્કેલીએ પ્રવેશતા અને પગથી ઉતરતા અધારાને લઇ પગ ખસવાની ધાસ્તી રહેતી ત્યા આજે બાળક પણ સુખે મચરી શ્રી શત્રુન્જયના દાન સમા વિશાળ એવા શ્રી આદિજિનના બિંબની ઉજ્જળતા હડે સ્તુતિ કરી શકે છે. મનમા આશ્ચર્ય ઉદ્ભવે છે કે આવી મોટી મૂર્તિને ભોંયગમા શી રીતે સ્થાપન કરી હશે! ઉપરના ભાગ પર એક સમયે શીર્ણવિશીર્ણતા સિવાય અન્ય કંઇ નજરે ન પડતુ ત્યાં આજે તો ચિતામણી પાર્શ્વનાથની તેજસ્વી મુદ્રા હાસ્ય ન કરતી હોય એવો સ્પષ્ટ ભાસ થાય છે. આ દહેરાં સબંધમા ઋષભદાસ નીચે પ્રમાણે બોલે છે—

સોની તેજપાળ ખંભાતનો રહેવાસી અને શ્રી હીરવિજયસૂરિના ધનાઢય ભક્તોમાંનો એક, ઉદાર અને શ્રાવક વર્ગમાં અગ્રેસર હતો. વિ. સં. ૧૬૪૬ની સાલમાં સૂરિશ્વર ખંભાત પધાર્યા ત્યારે શ્રી અનંતનાથની પતિષ્ઠા કરાવી પચીશહજાર રૂપીઆ ખરચ્યા હતા. નં. ૯ વાળા અનંતનાથ હોય અગર બીજા હોય તે ચોક્કસ ન કહેવાય. વળી મોટું જિન ભુવન પણ પોતે બનાવ્યું હતુ જે વિષે શ્રી રૂપભદાસે શ્રી૦ વિજયહીરસૂરિ રાસના પૃ૦ ૧૬૬ મા કહે છે કે–

"ઇદ્રભુવન જસ્યુ દહેરૂં કરાવ્યું, ચિત્ર લિલિત અભિરામ;
ત્રેવીસમો તીર્થંકર થાપ્યો, વિજયચિંતામણિ નામ હો. હી. ૬
રૂપભ તણી તેણે મૂરતિ ભરાવી, અત્યંત મોટી સોય;
ભુંઇરામાં જઇને જુહારો, સમકિત નિરમળ હો. હી. ૭
અનેક બિંબ જેણે જિનનાં ભરાવ્યાં, રૂપક કનક મણિ કેરાં;
ઓશવંશ ઉજ્વળ જેણે કરીઓ, કરણી તાસ ભમેરા હો. હી. ૮

જેનું ઉપર વર્ણન છે તેજ આ ભોંયરાવાળું દહેરૂં. ભીંત ઉપર એક લેખ છે જે ઉપરની વાતને પુરવાર કરે છે. જેનો ભાવાર્થ આ પ્રમાણે—

વેરા રૂપભદાસના વશ સાથે સબંધ હોય તેમ બનના જોગ છે હાલ
આ મદિરની વ્યવસ્થા જૈનશાળા કમિટિ હસ્તક છે આદિશ્વરજીની
અદ્ભૂતમૂર્તિ ભાવુકોને અનેરી શાતિ અર્પે છે ત્યાથી ખાચોના
ડાણમા જતા ન ૨૪/૨૫ વાળા શાતિનાથ તથા વાસુપૂજ્યજીના
દામરો જોડા જોડ આવે છે ન ૨૪ ની દેખરેખ નજીકમા વસતા
ટવા જીવાભાઈ મુળચદ રાખે છે જ્યારે ૨૫ ની લાડવાડામા રહેતા
ડાળચદ ઓશવાળ રાખે છે પાછા ફરી ભોયરાના દહેરા સામે
સાવેના શ્રી ચિતામણિ પાર્શ્વનાથના કમ્પાઉન્ડવાળા દહેરામા જનુ
સામા ભોયરૂ છે વહીવટ જેચદ દીપચદના પુત્ર હસ્ત છે જે
ઇમ્માજ રહે છે દર્શન કરી બહાર નિકળતા ડાબા હાથે આગળ
જતા એ વડા જેવા મકાનમા ન ૨૭/૨૮ નબરવાળા ધર્મનાથ
તથા મહાવીરસ્વામીના દેવાલયમા જનુ ન ૨૭ ની દેખરેખ
કશન લ સુરચદ તથા ન ૨૮ ની મનસુખભાઇ શકરચદ રાખે છે
જેઓ નજીકમા વસે છે આ રીતે પાના પુસ્તકમા જેના વર્ણનો
અતિ થતા છે એનો માણેકચોક નામક લતો પૂર્ણ થાય છે દિન
પ્રતિદિન વસ્તીમા ન્યૂનતા થતી જાય છે એટલે ખડીયેર દશાનો
ભાસ થાય છે ના । આગળના ભાગમા જૈન વસ્તી વધુ છે એક
બાજુ સરકારી કન્યાશાળા છે બીજી બાજુ પાજરાપોળની નાનકડી
ઓફિસ છે મૂગા ઢોરો માટે દાન ત્યાની ઇસ્કવાળા ત્યા આપી શકે છે

માણેકચોકથી બહાર નિકળી ડાબા હાથે આગળ જતા ભોય
રાપાડો આવે છે ત્યા પહોચતા પૂર્વ માણેકચોક મનધમા નીચેના
લેખ પર દ્રષ્ટિ ફેરવી જઇએ 'સ ૧૪૮૮ વર્ષે જેઠ વદ ૪
ઉપકેશ (ઓસવાળ) જાતિના શાહ શામળના પુત્ર સિધાકે પોતાના
કુટુબ સાથે કરાવેલ શ્રી કુથુનાથના બિબની પ્રતિષ્ઠા કરાવી ' તે બિબ
હાલ માણેકચોકમા શાતિનાથના દહેરામા છે " સ ૧૪૮૮ વર્ષે
ફાગણ સુ ૮ શ્રીમાળ જ્ઞાતિના શ્રેષ્ઠિ ગોધાની ભાર્યા ગગાદેના
કાકા, નાથા ભાર્યા નાગદેના સુત નાઇયાક અને મહ અભયમીહે

પોતાના માતાપિતાના આત્માના શ્રેયાર્થે કરાવેલી શ્રી શાંતિનાથની પંચતીર્થની પ્રતિષ્ઠા કરાવી." તે શ્રી આદિશ્વરજીના દહેરામાં છે. ઉભય પ્રતિષ્ઠા શ્રી સોમસુંદરસૂરિના વરદ હસ્તે થયેલી છે.

નં. ૨૯ વાળા દહેરામાં શાંતિનાથ તથા નેમનાથ જોડા જોડ મૂળનાયક છે. દેખરેખ શકરાભાઇ હકમચંદ રાખે છે જે સામેની દાદાસાહેબની પોળમાં રહે છે. પૂર્વે આનો વહીવટ વહોરા કુટુંબ હસ્તક હતો, પણ એ કુટુંબ નરમ સ્થિતિમાં આવી જવાથી તેમની દેખરેખ નરમ પડી. આગળ જતાં ૩૦, ૩૧, ૩૨ નંબરવાળા ત્રણ દહેરાં સાથે આવે છે. નં ૩૦ વાળા શ્રી શાંતિનાથના દહેરાનો વહીવટ શા. હીરાભાઇ પોપટલાલ કરે છે. જે ખોળપીપળે રહે છે. નં. ૩૧ વાળા વચમા આવેલા શ્રી મલ્લીનાથજીના દહેરામાં એક દક્ષિણાવર્ત શંખ છે. તેનો વહીવટ મુળચંદ હીરાચંદ હસ્તક છે જે ઘોબી ચકલે રહે છે. બાજુના ચંદ્રપ્રભુ સ્ફટિક રત્નના એની દેખરેખ પાનાચંદ નગીનદાસ રાખે છે, જે ત્યાંજ રહે છે.

શાંતિનાથના દહેરા સંબંધે નીચે પ્રમાણે નોંધ મળી આવે છે. શ્રી વિજયસેનસૂરિ ૬૮ વર્ષનું આયુષ્ય ભોગવી સં. ૧૯૭૨ ના જેઠ વદ ૧૧ ના દિવસે ખંભાતની પાસેના અકબરપુરમાં સ્વર્ગવાસી થયા હતા. બાદશાહ જહાંગીરે તેમના સ્તૂપને માટે દશ વીઘાં જમીન મફત આપી હતી, અને ગામે ત્રણ દિવસ સુધી પાખી પાળી હતી. એ પરામાં કવિ રૂપભદાસકૃત ચૈત્યપરિપાટી અનુસાર ત્રણ દેરાસરો હતાં. ૧ વાસુપૂજ્યનું ૭ બિંબોવાળુ ૨ શાન્તિનાથનું ૨૧ બિંબોવાળુ ૩ આદિશ્વરનું ૨૦ પ્રતિમાઓવાળું. કાળપ્રભાવે હાલ એક પણ નથી. સોમજી શાહે કરાવેલ સ્તૂપ પણ નથી; પરંતુ ખંભાતના ભોંયરાપાડામાં શાન્તિનાથનું મંદિર છે તેના મૂળ ગભારામાં ડાબા હાથ તરફ પાદુકાવાળો એક પથર છે તેના ઉપરના લેખ ઉપરથી માલમ પડે છે કે આ પાદુકા તેજ છે કે જે સોમજીશાહે વિજયસેનસૂરિના સ્તૂપ ઉપર સ્થાપન કરી હતી. કાળના પ્રભાવે અકબર-

પુરની સ્થિતિ પડી ભાંગવાથી આ પાદુકાવાળો પત્થર અહિં લાવ- વામાં આવ્યો હશે. આ લેખ ઉપરથી નીચેની હકીકત મળે છે. 'વિ. સં. ૧૬૭૨ના માહ સુદી ૧૩ ને રવિવારના દિવસે સોમજીએ પોતાની બેન ધર્માઇ, સ્ત્રીઓ સહજલદે અને વયજલદે તથા પુત્રો સુરજી અને રામજી વિગેરે કુટુંબની સાથે પોતાના કલ્યાણને માટે વિજયસેનસૂરિના શિષ્ય વિજયદેવસૂરિ પાસે વિજયસેનસૂરિની આ પાદુકાની સ્થાપના કરાવી હતી.' સોમજી ખંભાતના રહેવાસી વૃદ્ધ- શાખીય ઓસવાળ જ્ઞાતીય શા જગશીના પુત્ર થતા હતા; તેની માતાનું નામ તેજલદે હતું, કાકાનું નામ શ્રીમલ્લ હતું અને કાકીનું નામ મોહણદે હતું. વિજયસેનસૂરિસઝાયમાં પણ આ સ્તૂપ સંબંધી ઉલ્લેખ છે.

સત્યકથન ગુણ પર ખંભાતના સોની ભીમનું દ્રષ્ટાંત જૈન કથા સાહિત્યમાં નજરે પડે છે; જેમાં એ સત્યવાદી ભીમે પોતાના છુટકારાની જરાપણ દરકાર ન રાખતાં પોતાના પુત્રોએ પોતાને છોડાવવા સારૂ મોકલાવેલા ખોટા સીકકાઓ કે જેની પરીક્ષા ચોરો પોતાની પાસે કરાવવા આવ્યા હતા તેમને તેણે સત્ય કહી દીધું કે સીકકાઓ ખોટા છે. આ રીતે સત્ય વદવામાં છોકરાઓની શરમ ન રાખી, તેમ પોતાનો છુટકારો વેગળો જશે તેની ભીતિ પણ ન રાખી. ચોરોએ આ ગુણ જોઇ તેને માટે માન ઉપજ્યું તેથી તેને છુટો કરી મલ્લી- નાથના દેવાલય સમીપ મુકી ગયા વિગેરે જે વર્ણન છે તે નં. ૩૧ વાળા દહેરાને લગતુ હોવા સંભવ છે.

એજ માર્ગે આગળ જતાં ખૂણામાં નં. ૩૩ વાળું નવખંડા- પાર્શ્વનાથનું દહેરૂ છે, સુઘડતા પ્રશંસનીય છે, બિંબ મનોહર છે, વ્યવસ્થા લાખાભાઇ અમીચંદ હસ્તક છે. ત્યાંથી પાછા ફરી પોળના નાકે આવતાં ડાબા હાથે જીર્ણ ઉપાશ્રયના ખંડેર નજરે પડે છે. પૂર્વે એમાં જ્ઞાનભંડાર હતો, જે હાલ બાજુના નાના ઉપાશ્રયમાં રાખ- વામાં આવ્યો છે. જીર્ણ ઉપાશ્રયના થાંભલાઓ ને ભારવટ જેનાં

સહજ ખ્યાલ આવે તેમ છે કે એક કાળે તે કેવો જબરદસ્ત હશે. સાંભળ્યા મુજબ, અગાઉ ત્યાં સુમતિરત્ન સાધુ આવેલા કે જેમને કેટલાક ચમત્કારો કરી બતાવેલા; કે જેથી ખુદ ઘરડા નવાબ સાહેબને પણ અજાયબી ઉપજી હતી.

પોળમાંથી બહાર નીકળતાં સામે દાદા સાહેબની ખડકી તરીકે ઓળખાતી પોળમાં આવેલ ધર્મશાળામાં દાદાસાહેબ જીનદત્તસૂરિનાં પગલાં છે અને ડાબે હાથે આગળ વધતાં જમણા હાથે સ્ત્રીઓ માટેનું સરકારી દવાખાનું તેમજ બજારનો ધોરી માર્ગ અને અંગ્રેજી હાઇસ્કુલ આવે છે. ડાબા હાથ પર ત્રણ દરવાજાવાળું સુશોભિત ટાવર–ઘડિઆળ છે. સીધા ગીમટી નામક લતામાં ઠેઠ ખૂણામાં જતાં નં ૩૪ વાળુ શ્રી મહાવીરપ્રભુનું દહેરૂં આવે છે. આ દહેરૂં કાચવાળું દહેરૂં કહેવાય છે કેમકે સર્વત્ર કાચ જડી દીધેલા છે. આજુ બાજુ છુટ પણ સારી છે, બહાર કરતાં અંદરની શોભા વધી જાય છે. એકાંત ભાગ પર હોવાથી નિવૃત્તિ પણ ઠીક અનુભવાય છે. વહીવટ કર્તા રા. મોતીલાલ કરાળચંદે ઉત્સાહથી પ્રેરાઇ મહેનત લઈ સુધારણા પણ ઠીક કરી છે.

દર્શન કરી પાછા ફરી થોડુંક આવતાં ડાબા હાથે એક ગલીનો માર્ગ આવે છે; ત્યાં થઇ આગળ જતાં શેઠ માણેકચંદ હરખચંદ વાળાનાં મોટાં મકાનો આવે છે. એક કાળે એમનો ડંકો ખંભાતમાં વાગતો હતો. સદ્‌ગત શેઠ દીપચંદ ફુલચંદે પાલીતાણાનો અને તેમના ભાઇ દલસુખભાઇએ કાવી ગાંધારનો સંઘ પણ કહાડેલો. પણ જ્ઞાતિ-ક્લહે અને કાળના કરાળ પંજાએ પૂર્વની સ્થિતિમાંથી આજે આંખ ભીની કરે તેવું પરિવર્તન કરી દીધું છે. ખંભાતનો વીશમી સદીનો જૈન સંતાન શેઠ અમરચંદ પ્રેમચંદ, શેઠ પોપટભાઇ અમરચંદ, શેઠ દીપચંદ ફુલચંદ અને શેઠ અંબાલાલ પાનાચંદના નામો નહિ ભૂલી શકે. ભિન્ન ભિન્ન માર્ગે દરેકનું કાર્ય યશસ્વી છે અને તેથી તેમના સ્થાન આજે ખાલી છે.

મકાનોએ સ્મૃતિ તાજી કરાવી એટલે બીજે ચીલે ઉતરી જવાયું. મુળ વાતે આવતાં આ લતાનું નામ ઉંડીપોળ છે. અત્રે નં. ૩૫ વાળું શાંતિનાથનું દહેરૂ અટુલા મુસાફર જેવું શોભી રહ્યું છે. દેખરેખ શા. દીપચંદ ફુલચંદ વાળા રાખતા, પણ સાંભળવા મુજબ હાલ તેમનાજ કુટુંબી શા. ઠાકરશી હીરાચંદ રાખે છે.

દંતારવાડા તરફ આગળ વધતાં જમણા હાથે ઉંચા ટેકરા પર વીશાશ્રીમાળીની વાડીનો મોટો કમ્પાઉન્ડ છે. પાછળ જ્ઞાતિની વાડી તરિકે ઓળખાતુ વિશાળ મકાન છે. પુર્વે અત્રે સાગરગચ્છનો ઉપાશ્રય હતો. સાગરગચ્છમાં એક વેળા સોનાના વેઢ વહેંચાયલા એવો પણ સમૃદ્ધિશાળી કાળ હતો. તેની સોનેરી અક્ષરની બારસા સૂત્રની પ્રત તેમજ ચંદરવા વગેરે આજે જૈનશાળામાં રાખી ત્રસ્ટીઓએ આ સ્થાન વીશાશ્રીમાળી જ્ઞાતિને પટે આપ્યુ છે. સાગરના ઉપાશ્રય સામે ડાબા હાથ પર જે ખડકી છે તેમાં જવું. પુન્યશાળીની ખડકી તરિકે એ સુપ્રદ્ધિ છે. નં. ૩૬ વાળું શાન્તિનાથનું દહેરૂં, નાનું છતાં જુદીજ બાંધણીનું છે. દેખરેખ પુન્યશાળીવાળા લાલચંદ જેઠાભાઈ રાખે છે જે હાલ અમદાવાદ રહે છે. અગાઉ તેઓ મારા પ્રમાણમાં સંપત્તિશાળી હતા. પાછા ફરી માર્ગે આગળ વધતાં ડાબા હાથે ખાંચામાં નં. ૩૭ વાળા કુંથુનાથ અને શાંતિનાથના જોડાયલા દહેરા આવે છે. આગળ બાંધી લીધેલો કમ્પાઉન્ડ છે. જીર્ણોદ્ધાર કરતી વેળા મૂળ બાંધણીમાં ફેરફાર કરી જમીન તારવી લઇ, નવેસરથી રેવાવેયો તૈયાર કરેલા હોવાથી દહેરા મનોહર લાગે છે. આખી ખડકી જૈનોથી વસાયેલી હોઇ તેમજ દેરાસરની વ્યવસ્થા માટે કાયદાકાનુન હોવાથી ઉજળામણ સારી છે. કેશર ને વસ્ત્ર બદલવા માટે અલગ ઓરડી છે. વહીવટ નાથાભાઇ અમરચંદ હસ્તક છે જે લાગણીવાળા હોઇ નજીકમાંજ રહે છે. વીશાશ્રીમાળીજ્ઞાતિના સેક્રેટરી તરિકે પણ તેમની સેવા નોંધનીય છે. ખાંચામાંથી બહાર આવી ચોકુક આક્ષતાં દંતારવાડો પુરો થઈ બજારનો સરિયામ રસ્તો આવે

છે, તે પર થઈ ત્રણદરવાજા તરફ થોડું ચાલતા જમણા હાથપ સાગોટાપાડાની પીડ પર આવેલા અને જેનો પોતીકો જૂદોજ કમ્પાઉન્ડ છે એવા, પ્રાચીનતાના પુરાવા રૂપ શ્રી ચિંતામણિ પાર્શ્વનાથના દેવાલયનો દરવાજો આવે છે; તેમાં પ્રવેશતા સામે શેઠ અંબાલાલ પાનાચંદની ધર્મશાળાનો દરવાજો નજરે પડે છે, ડાબા હાથ પર શ્રી ચિંતામણિ પાર્શ્વનાથનું કાળજીનું, ભોંયરાવાળું દેરાસર છે, પગથીયાં ચઢી, પ્રભુશ્રીની રમ્ય મૂર્તિના દર્શન કરવા. દક્ષિણ દિશાની દિવાલ પર એક લેખ છે. પશ્ચિમ દિશા તરફથી કરેલા નવા માર્ગે થઇ નીચે ભોંયરામાં જઇ, ત્યાં શ્રી સ્થંભણપાર્શ્વનાથની વિશાળ મૂર્તિના દર્શન કરતાં આત્મા વિલક્ષણ આનંદ અનુભવે છે. પ્રકાશ ઠીક આવતો હોવાથી ભોંયરાની સુંદર રચના જોઈ શકાય છે અને એ પૂર્વકાળના કારીગરોની બુદ્ધિમત્તા માટે સહજ શાબાશીના ઉદ્‌ગાર નિકળી પડે છે. આજે તો ઉત્તર દક્ષિણની દિવાલોમાંના બાકાં પૂરી નાંખવામાં આવ્યાં છે, પણ કહેવાય છે કે એમાંની એક બારી દ્વાર પૂર્વે ત્રણ દરવાજામાં આવેલી જુમ્મામસ્જીદ તરિકે ઓળખાતી વિસ્તૃત જગા (પૂર્વે એક જૈન મંદિર હતું તે) માં જવાતું. ખૂબી એ છે કે મોટી કમાન વાળેલી હોવા છતાં વચમાં એક પણ થાંભલો મૂક્યો નથી. આ દેરાસરની દેખરેખ જૈનશાળા કમિટિ હસ્તક છે. ઇતિહાસમાં એની નોંધ નીચે મુજબ છે. શાહ રાજીયા-વજીયાએ બનાવેલ ચિંતામણિ પાર્શ્વનાથનું મંદિર તે આજ. રંગમંડપની ભીંતના લેખ પરથી એ વાત પુરવાર થાય છે. વિ. સં. ૧૬૪૪ની સાલમાં શાહ રાજીયા વજીઆએ આ મંદિર કરાવ્યું. ચિંતામણિ પાર્શ્વનાથ તથા મહાવીરસ્વામીની પ્રતિષ્ઠા શ્રી વિજયસેનસૂરિના હસ્તે કરાવી. આ બંધુઓ મૂળ ગાંધારના રહેવાસી હતા. પ્રતિષ્ઠા વેળા ખંભાતમાં રહેતા હતા. ગોવામાં તેમનો ધંધો ધીકતો હતો. રાજ્યમાં માન સારૂં હતું. નં. ૩૯ વાળા મામેના આદિશ્વરજીમાં દર્શન કરી, તેની નજીકમાં આવેલા ગુરૂ મંદિરમાં બિરાજતી ગુરૂ શ્રી નિતિવિજયજીની

મૂર્તિની વંદના કરી દરવાજા બહાર નિકળી જમણા હાથે ચોકું ચાલી ચોળાવાડા નામની પોળમાં જવું. અહીં સુમતિનાથ પ્રભુનો, ચોમુખી દશા સૂચક, ત્રિગડનો ખ્યાલ આપતો કોરણીવાડો દેખાવ નિરખી, દર્શન કરી પાછા ફરવું. નં. ૩૯ ની દેખરેખ નેમચંદ સકળચંદના પુત્ર હસ્તક છે. જે સાગોટાપાડામાં રહે છે. જ્યારે નં. ૪૦ ની સંભાળ એજ ખડકીમાં વસતા વજેચંદ ખીમચંદ ને પોપટલાલ પાનાચંદવાળા રાખે છે. પાછા ફરી, બજારના માર્ગને ઓળંગી, તારાચંદ ખીમ ચંદની દુકન આગળથી વાંક લઈ વાઘમાસીની ખડકીમાં નં. ૪૧ વાળા સંભવનાથના દહેરે જવું. દહેરૂં વિશાળ તેમજ ભમતી અને ભોંયરાવાળું ઉભી બાંધણીનું છે. બાજુના ગોખલામાં બે ધાતુના મોટા કદના કાઉસગ્ગી મુદ્રાવાળા બિંબો છે. આ દહેરે આયંબિળની હોળી વેળા સ્ત્રીવૃંદ એકત્ર થઇ નવપદ-જીની આરાધના ભાવપૂર્વક ધરે છે. ભોંયરામાં વિશાળ કદના ત્રણ બિંબો છે. વ્યવસ્થા જૈનશાળા કમિટી હસ્તક છે.

ખડકી બહાર નિકળતાં સામે નં. ૪૨ વાળો શ્રી વિજય ચિંતા-મણિ પાર્શ્વનાથનો પ્રાસાદ છે. મુર્તિ પુરાણી છે. દેખરેખ નજીકમાં વસતા છોટાલાલ સકળચંદ રાખે છે. ત્યાંથી પાછા ફરી બજારના મુળ રસ્તા પર, ઉત્તર દિશામાં આગળ જતાં ડાબા હાથ પર શેરડીવાળાની પોળ આવે છે. ત્યાં વાસુપૂજ્ય સ્વામીનું ઘર દેરાસર, હકમચંદ સક-ળચંદનું છે તે જુહારી પાછા વળવું. આ પોળમાં સુવિધિનાથનું દહેરૂં હોવા સંબંધી પ્રાચીન લેખોમાં ઉલ્લેખ છે છતાં આજે તો દહેરૂં નથી.

બજારના માર્ગે ચિતારી ટાળે સીધા આગળ વધતાં કુમારવાડો ડાબા હાથ પર આવે છે. તેમાં દાખલ થઇ નં. ૪૩ વાળા શ્રી શીતળજિનને જુહારવા. એનો વહીવટ મોહનભાઇ પોપટચંદ હસ્તક છે જેઓ એ પોળમાંજ રહે છે. વાંક લેતાં ત્યાંથી આગળ વળી ગંધરકવાડામાં પહોંચવું. અત્રે શાન્તીનાથનું ઘર દેરાસર છે તે જુહારી, પાછળના

માર્ગે થઈ, સદેવાળ જવાના માર્ગને ઓળંગી માંડવીની પોળ સામે આવી પહોંચવું. પૂર્વકાળે કુમારવાડો ને ગંધરકવાડો મહત્તા ધરાવતા હશે; પણ આજે તો ત્યાં જૈન વસ્તી વિખરાયેલી ને છુટી છવાઇ છે. જૈનતરોની વસ્તી વધુ છે. માંડવીની પોળમાં નં. ૪૪ વાળા કુંથુંનાથજીના દર્શન કરવા, નાનકડા દહેરાની સ્વચ્છતા ને નિવૃત્તિજનકતા અજબ છે. વ્યવસ્થા માસ્તર દીપચંદ પાનાચંદ હસ્તક છે. જે નજીકમાંજ રહે છે. આગળ જતાં નં. ૪૫ વાળું આદિશ્વરજીનું મંદિર આવે છે. આ પુરાણું સ્થાન છે. દેખરેખ ભાયચંદ કસળચંદવાળા હસ્તક છે. અહીંથી પાછળના માર્ગે થઇ, સરકારી ગુજરાતી સ્કુલ આગળ નિકળી, ઉત્તરના માર્ગે આગળ વધી આળીપાડામાં જવું.

ખૂણામાં નં. ૪૬ વાળું દેરાસર વિશાળ બાંધણીવાળું આવ્યું છે જેમાં શ્રી શાન્તીનાથજી તથા સુપાર્શ્વનાથજી મૂળ નાયકવાળાં જોડાજોડ બે દહેરાં છે; શાંતિનાથજીવાળું દહેરૂં વિશેષ પહોળું છે. રંગમંડપનો ભાગ પ્રાચીન કારીગરીનો ખ્યાલ આપે છે, વ્યવસ્થા શા. બકોરદાસ પીતાંબરદાસ હસ્તક છે. તેઓ નજીકમાં રહે છે. સામે પોરવાડ જ્ઞાતિની ધર્મશાળા આવેલી છે.

આળીપાડામાંથી નિકળી ત્રણ દરવાજા તરફ પાછા ફરતાં, ગુજરાતી મુખ્ય નિશાળ છોડી આગળ આવતાં, માંડવીની પોળ સામે કડાકોટડીનો લતો આવે છે, તેમાં દાખલ થઇ ડાબા હાથે વળતાં નં. ૪૭ વાળું શાંતીનાથજીનુ દહેરૂં આવે છે; રંગમંડપની કારીગરી જૂના સમયની કળાનો ખ્યાલ આપે છે; બાકી સ્થિતિ જીર્ણ બનતી જાય છે. ત્યાંથી ઉત્તરી બારીમાં થઇ બહાર નિકળતાં નં. ૪૮ વાળું પદ્મપ્રભુનું દહેરૂં આવે છે. અહીં પણ રંગમંડપની કારીગરી જુની સ્મૃતિ તાજી કરાવે છે. ઉભય દેરાસરની વ્યવસ્થા પુરશોતમદાસ સોમચંદ નામે ઉમંગી યુવક હસ્તક હતી, પણ તે ભાઇ હાલ બહારગામ રહેતા હોવાથી નજીકના ઘરોમાં દેરાસરની

ચારીઓ રહે છે. વ્યવસ્થાપકનાં ખાસ નામ જાણુમાં આવ્યા નથી.

શેરીની બહાર નિકળી પાછું ચાલવું શરૂ રાખતાં બજારનો માર્ગ જે ભાટવાડા આગળ થઇ સ્ટેશન તરફ જાય છે ત્યાં આવી પહોંચી પાછળના જીરાળાપાડામાં દાખલ થવું. ખંભાતના નાકરૂપ પાંચ મોટા શિખરોથી સુશોભિત ને ત્રણમાળ તથા બાવન દેરીઓથી આ લત્તાનું મહત્વ વધુ છે. થોડુંક ચાલતાં ડાબા હાથે ખાંચામાં નં. ૪૯ વાળું મનમોહન પાર્શ્વનાથનું દહેરૂં આવે છે, જેની દેખરેખ છોટાલાલ કાળીદાસના કુટુંબી રાખે છે; પાછા ફરતાં ડાબા હાથે નં. ૫૦ વાળું અરનાથનું દહેરૂં છે; જેની દેખરેખ સકળચંદ નેમચંદ કરે છે જે બીજી શેરીમાં વસે છે. જેથી દહેરૂં ઘણી વેળા બંધ હોય છે. જાળીએથી દર્શન થઇ શકે છે. ખાંચામાંથી બહાર નિકળી મોટા દહેરા તરફ જતાં જમણા હાથે અમીઝરા પાર્શ્વનાથનું મોટું દહેરૂં છે. કહેવાય છે કે પહેલાં બિરાજમાન મૂળનાયકના બિંબ પર અમી સમા બિંદુઓ વળતા તેથી એ નામે પ્રભુશ્રીની ખ્યાતિ વિસ્તરી. રંગમંડપમાં નાના ચોમુખજી છે, ગભારામાં એક ધાતુનું મોટું બિંબ છે.

સામે દેખાતા, વિશાળ કમ્પાઉન્ડ વાળા, મોટા દહેરાની વાત કરીએ. નં. ૫૨ છે છતાં સર્વમાં એ અગ્રણીપદે છે. ખંભાતના પ્રાચીન બિંબ ધરાવતા લગભગ વીશ દહેરાનો એમાં સમાવેશ કરાયો છે. મોટે ભાગે એમાં લાલ પત્થર અને આરસજ વપરાયો છે. ખંભાતમાં એનું સ્થાન અજોડ હોઇ એના શિખરની ઉંચાઈ સવિશેષ છે. મરહુમ શેઠ પોપટભાઇ અમરચંદની ધર્મ પ્રત્યેની ઉંડી લાગણીનું એ મૂર્તિમંત સ્વરૂપ છે એમ કહીએ તો ચાલે. તેઓશ્રીના જે કામો યોગ્ય મનાયા છે તેમાં આ દેવાલયનું કાર્ય અગ્રપદે છે. એ તૈયાર કરાવવામાં તેઓશ્રીએ અને તેમના એડી કાં સમા રા. પોપટચંદ મૂળચંદે તન, મન, ધનનો ઓછો ભોગ

આપો. એ માટે બહારગામથી પણ ધન લવાયું છે છતાં તનની મહેનતનો આંક ઓછો નજ મૂકી શકાય. એમાં વચલા ભાગે શ્રી ચિંતામણિપાર્શ્વજીની પ્રશાંત મુદ્રા ધરતી મધ્યમ કદની શ્વેત મૂર્તિ વિરાજે છે. ભોંયતળીએ પાછલા ભાગમાં નીલવર્ણી શ્રી અરિષ્ટનેમિની આબેહૂબ ભાવસૂચક ને ચમત્કારિક મૂર્તિ વચમાં બિરાજમાન છે. બહારના ચોકમાં પશ્ચિમ ખૂણા પર, ખંભાતમાંજ કાલધર્મને પામેલા એવા શ્રી ન્યાયાભોનિધિ શ્રીમદ્ વિજયાનંદસૂરિના શિષ્યવર ઉપાધ્યાયજી મહારાજ વીરવિજ્યજીની મૂર્તિવાળી દહેરી છે. ઉત્તર છેડે એક દરવાજો ને મૂખ્ય દરવાજો ભાટવાડા તરફ પૂર્વ બાજુએ છે. એ દ્વારની ડાબી બાજુએ બાગ કરી હમેશ પુષ્પો મળે તેવી યોજના કરાયેલી, પણ પરસ્પરની સ્પર્ધાએ આજે તે જગા વેરાન સમ દિસે છે. જમણી બાજુ ન્હાવાની જગા છે જેને વ્યવસ્થિત બનાવવાની અગત્ય છે. શિખરની ઘંટડીના અવાજ પ્રેક્ષકના અંતરમાં અનેરો ભાવ પૂરે છે. વ્યવસ્થા જૈન શાળાની કમિટિ હસ્તક છે.

શહેરની ચૈત્ય પરિપાટી જીરાલાપાડે આવ્યા પછી પૂરી થાય છે. છતાં પરાંમાં અગર નજીક આવેલાં સ્થાનોમાંના દેવાલયો વિષે થોડો માર્ગનિર્દેશ જરૂરી છે.–

સ્ટેશનથી આવતાં શેપર્ડ મારકીટ (શાક માર્કીટ) આગળ જે 'ગવારા' દરવાજા નામે નગરનું મુખદ્વાર છે ત્યાંથી નિકળી જમણા હાથે વળી થોડોક માર્ગ કાપતાં મોચીવાડ શરૂ થાય છે. ડાબા હાથ પર આવતાં ખાંચામા જીવાતના ઓરડા તરિકે ઓળખાતા સ્થાનમાં એક ભાગ પર નાની દહેરી છે જેમાં જગદ્ગુરૂ શ્રી વિજ્યહીરસૂરિની ચરણપાદુકા તદ્દન જીર્ણ અવસ્થામાં છે. ત્યાંથી આગળ વધતાં રેલ્વે લાઈનનો પૂલ બાંધેલો છે તેની તળે થઈ, કેટલોક રસ્તો કાપતાં શકરપુર તરિકે ખ્યાતિ ધરાવતાં પરાંની સીમા આવી

લાગે છે. દહેરા તરફ જવાના બે માર્ગ છે. એક ધોરી પણ જરા ફેરાવાળો, બીજો સ્હેલો છતાં આંટીઘુંટી વાળો. ઉભયનું સંધાન થાય છે ત્યાંતો પરાંનાં મકાનો તેમજ છાપરાં દૃષ્ટિગોચર થાય છે, થોડે દૂર જતાં પોળ આવે છે તેમાં પ્રવેશ કરી, જરા ચઢાણવાળો માર્ગ કાપતાં ગુરૂમંદિરની ધ્વજા તેમજ કમ્પાઉન્ડનો દરવાજો દેખાય છે. વિશાળ ચોગાનના એક ભાગ ઉપર થોડા સમય પૂર્વેજ જેની જીર્ણતા ગાંધી ભીખાભાઇ કસ્તુરચંદના પ્રયાસના પરિણામે નષ્ટ થઇ છે અર્થાત્ જેનો જીર્ણોદ્ધાર થયો છે એવા સીધી લાઇનમાં આવેલા શ્રીચિંતામણિ પાર્શ્વનાથ અને શ્રીસીમંધરસ્વામીના વિશાળ દેવાલયો આવેલા છે. તેને વિષે નીચે પ્રમાણે નોંધ મળી આવે છે—

"શ્રીમલ્લ, ફીકા અને વાઘાએ શકરપુરમાં દેરાસરો અને પૌષધશાળાઓ બનાવી હતી. એ બે દેરાસરો પૈકી એકમાં ચિંતામણિ પાર્શ્વનાથ અને બીજામાં સીમંધર સ્વામી મૂળનાયક તરિકે બિરાજે છે. બન્ને દહેરામાં જાણવા જેવો કોઇ લેખ નથી, પણ આચાર્યોની પાદુકાઓ ઉપર છુટા છવાયા લેખો છે જે લગભગ અઢારમી શતાબ્દિના છે."

સીમંધર સ્વામીના દહેરાની બાજુમા પૂર્વમુખે, થોડી ઉંચાઇવાળું, શ્રી વિજ્યનેમિસૂરિસ્થાપિત એક ગુરૂમંદિર છે, જેમા મધ્યે શ્રી ગૌતમ ભગવાનની સાધુવેશની મૂર્તિ છે, અને આજુબાજુમાં પ્રસિદ્ધ પૂર્વાચાર્યોની તેવીજ મૂર્તિઓ છે અને બીજી તેની મૂર્તિઓ બિરાજમાન થવાની છે. શ્રીચિંતામણિ પ્રાર્શ્વનાથના દહેરામાં એક ગુપ્ત ભોંયરૂ છે. દાખલ થતાં ડાબા હાથે દિવાલ પરના એક તાકામાંથી અંદર ઉતરાય છે. તેમાં ત્રણ વાંક છે. છેલ્લી જગામાં પવાસનની ગોઠવણ છે. રચના જોતાં સ્હેજે કારીગરની બુદ્ધિ માટે માન ઉપજે છે અને અગમ બુદ્ધિ વાપરનાર વણિકોનાં બુદ્ધિચાતુર્યની પ્રતીતિ થાય છે. દહેરા સામેજ ઉપાશ્રય તેમજ એકેક બબ્બે ઓરડીવાળી

બે સરાઓ છે. બહારના ભાગમાં ચોતરફ ગ્રામ્યવાસી જનોની વસ્તી વિસ્તરેલી છે છતાં વિશાળ કમ્પાઉન્ડમાં એકંદરે શાંતિ ઠીક છે. કારતક સુદ ૨ (ભાઇબીજ) નો મહિમા હોવાથી તે દિને નગરના લોકો ખાસ દર્શનાર્થે આવે છે. પૂજાનું કાર્ય ગોઠી દ્વારા લેવાય છે. વ્યવસ્થા જૈનશાળા કમિટિ હસ્તક છે. ત્યાંથી પાછા ફરી, પરાના નાકા આગળ જ્યાં બે માર્ગનો મેળ મળે છે ત્યાંથી એક નાના માર્ગે થઇ કેટલોક માર્ગ કાપતાં વડવાની, જૂની કારીગરી વાળી સાતમજલા હોવાની લોકવાયકાવાળી જોવા લાયક વાવ આવે છે. તેનાથી સામે થોડા અંતરે 'કવિરાજના ધામ' તરિકે ઓળખાતું વિશાળ સ્થાન છે. ચાલુ વીસમી સદીમા 'રાજચંદ્ર કવિ' તરિકે એક વિદ્વાન્ થઇ ગયા છે; તે શતાવધાન કરી શકતા ને કાવ્યો રચી શકતા. તેમને તત્વજ્ઞાન ઉપર પણ લખેલું છે. મહાત્મા ગાંધીજી જેવા તેમને માટે ઉચ્ચ અભિપ્રાય ધરાવે છે. તે રૂઢિપોષક વર્ગના ન હતા, પણ સુધારક વર્ગના હતા એટલે જૈન સમાજમાં તેમને યોગ્ય સ્થાન પ્રાપ્ત ન થાય એ સમજાય તેવું છે. તેમાં તેમના અનુયાયીઓએ કેટલીક બાબતમાં અતિશયોક્તિ કરવાથી તેમનો એક જૂદો પંથ પ્રવર્ત્યો એટલુજ નહિં પણ, જૂદા જૂદા સ્થાને ભિન્ન ભિન્ન આશયથી તેમના નામે ધામો પણ સ્થાપાયા છે. આ સબંધે વિસ્તૃત વિવેચનને અત્રે સ્થાન નથી, એટલે ટુંકમાં આ ધામ પણ તેમાંનું એક છે, જ્યાં દવાખાનું, ઉતરવા અને રહેવા માટે ઓરડીઓવાળી સરા, દેરાસર, વ્યાખ્યાનપીઠ, બાગ, અને સમાધિમંદિર આદિ જૂદા જૂદા વિભાગો છે. પૂર્વાચાર્યોના લખાણોમાંથી કેટલાક વચનામૃતો તારવી કહાડી દરવાજા, દેરાસર અને સમાધિમંદિરની દિવાલો પર મોટા અક્ષરોથી લખેલા છે, જે સૌ કોઈનું ધ્યાન ખેંચે છે. વ્યાખ્યાનપીઠની રચના પણ નવિન ઢબની હોઇ, સાનુકૂળતાવાળી છે. દેરાસરમાં શ્રી આદિનાથનું મોટું બિંબ છે, બીજી પણ પ્રતિમાઓ છે. જેનો શ્રી૦ રાજચંદ્રને સ્વપ્ને પણ ખ્યાલ ન હતો તેવો નવો વાડો તેમના અનુયાયીઓએ ઉભો કર્યો છે.

ત્યાંથી નાનો માર્ગ વટાવી મુખ્ય રસ્તાપર આવતાં ડાબા હાથે આગળ જતાં ત્રણ ગાઉ પર 'રાળજ' ગામ આવે છે. અહીં શ્રી ગોડીપાર્શ્વનાથનું જુનું દેવાલય છે. પાસે ઉતરવાની સોઇ છે. કારતક વદ ૭ નો મહિમા મનાય છે. એ દિને ખંભાતથી સંઘ અહીં આવી રથયાત્રા કહાડી પૂજા ભણાવે છે ને ધ્વજા ચઢાવે છે. ચાલતા જઈ શકાય છે તેમ વાહન પણ મળી શકે છે. દેખરેખ જૈન શાળા કમીટીની છે. ખંભાતથી બીજા સ્ટેશન તારાપુરમાં તેમજ ત્રીજા નારમા એકેક દેરાસર છે. તારાપુરના દહેરાની દેખરેખ ત્યાં વસતા શ્રાવકો હસ્તક છે જ્યારે નારમાં જૈનધર્મ પાળતા પાટીદારો સંભાળ રાખે છે.

## જુના ભંડાર ને જ્ઞાનમંદિર.

ટેકરી આગળની નાની ધર્મશાળામાં શ્રીનિતિવિજયજીનો જ્ઞાનભંડાર છે જેમાં પ્રતો તથા પુસ્તકો છે, જે પથરોની દિવાલ બાંધી સંરક્ષિત કરાયો છે. ભોંયરાપાડામાં હીરાભાઇ નગીનભાઇ હસ્તક જ્ઞાનભંડાર છે જેમાં તાડપત્રની પ્રતો પણ છે. એની વ્યવસ્થા સુધારવાની અગત્ય છે. કોઈ રસિક હૃદય બહાર આવે ત્યારે બને. વ્યવસ્થાપકની ભાવના છે એટલે અપેક્ષા ધનિકની રહે છે. સાગોટાપાડે સાગરગચ્છના ઉપાશ્રયે કેટલાંક પુસ્તક પાનાં હતા જે ખપી સાધુઓને તેમજ મુનિશ્રી લાવણ્યવિજયજીને સોંપી દેવામાં આવ્યા હતા. એ ગચ્છની બારસા સૂત્રની સોનેરી સચિત્ર પ્રત જોવા જેવી હોવાથી, તેના ટ્રસ્ટીઓ તરફથી જૈનશાળામા રાખવામાં આવી છે, જેનો ઉપયોગ પર્યુષણમા થાય છે. આ સિવાય જીરાલાપાડાના યતિભંડારમાં તેમજ બીજા ઉપાશ્રયોમાં છુટા છવાયા સંગ્રહો છે. સૌથી વિશેષ ધ્યાન ખેંચે તેવો સંગ્રહ શ્રી વિજયનેમિસૂરિના ખારવાડામાં ત્રણમાળના નવિન બંધાવેલા જ્ઞાનમંદિરમાં છે. જનતા એનો લાભ સરલતાથી

મેળવી શકે તેવી વ્યવસ્થા કરવાની અગત્ય છે. આચાર્યશ્રી ધારે તો એવી ગોઠવણ કરવી એ તેમના માટે સહજ છે.

## વિદ્યમાન સ્થાનકો.

૧. ટેકરી આગળ. નાની ધર્મશાળા કે જેમાં એક બાજુ જ્ઞાનભંડાર છે ને બાકીના ભાગમાં સાધુઓ ઉતરે છે. ૨. જૈનશાળા તરિકે ઓળખાતું સુપ્રસિદ્ધ વિશાળ મકાન છે કે જ્યાં નીચેના ભાગમાં વ્યાખ્યાન વાંચવાની સગવડ છે; જ્યારે ઉપરના માળે મુનિમહારાજ રહી શકે છે. જૈનશાળા કમિટિની પેઢી પણ અહીંજ છે. વ્યાખ્યાન હૉલની બાંધણી સારી છે. ૩. ગુલાબવિજયના ઉપાશ્રય તરિકે ઓળખાતો સાધ્વીજીનો ઉપાશ્રય (ખારવાડા–નાગરવાડા) છે જ્યાં ઉપર નીચે સાધ્વીઓ રહી શકે તેવી ગોઠવણ છે. વળી નીચેની બાજુએ એક તરફ 'શ્રી સ્થંભતીર્થ જૈન શ્રાવિકા શાળા' નો વિભાગ છે જ્યાં બપોરના ૨થી૪ સુધી શ્રાવિકાઓ અભ્યાસ કરે છે. હિંમતલાલ માસ્તર સંસ્કૃત શિખવે છે અને ભાઇ વાડીલાલ મોતીલાલ ચોકસી કે જે ચક્ષુવિહીન છતાં ધર્મના દૃઢ અભ્યાસી હોઇ ઉલટથી સૂત્ર તથા તત્વોનું જ્ઞાન શ્રાવિકાઓને આપે છે. મુંબાઈની કોન્ફરન્સના એજ્યુકેશન બોર્ડ તરફથી લેવામાં આવતી વાર્ષિક હરિફાઇની ઇનામી પરિક્ષામાં પ્રતિવર્ષે શ્રાવિકાઓ બેસે છે. પરિણામ સારૂં આવે છે. સં. ૧૯૮૩માં આ શાળાનું પરિણામ સર્વ સેન્ટરોમાં પ્રથમ નંબરે હતું અને લગભગ સવાસો રૂપીઆના ઇનામ વિદ્યાર્થીનીઓએ મેળવ્યા હતા. શાળાની બેઠકને સૂરિપુંગવોના ફોટાથી તેમજ પૂર્વાચાર્યોના કિંમતી વચનામૃતોવાળા બોર્ડોથી અલંકૃત કરવામાં આવી છે. ૪. નાગરવાડામાં અંચળગચ્છના ઉપાશ્રય તરિકે ઓળખાતું બેમાળનું મકાન, જેમાં નીચેના ભાગમાં વર્ધમાન આયંબિલ તપનું ખાતું છે જ્યારે ઉપર બાઇઓને ઉતરવાની સોઇ છે. ૫ માણેકચોક આગળની ગુજરાતી કન્યાશાળા આગળ આવેલ સાધ્વીજીના ઉતારા માટેનો

કન્યાશાળા ઉપાશ્રય તેમજ બાજુનો ગોરજીનો ઉપાશ્રય. ૬. નજીકમાંની નાની ખડકીમાં પાયચંદ ગચ્છનો ઉપાશ્રય. વળી માણેકચોકથી અલીંગના રસ્તે પણ એક ઉપાશ્રય છે. ૬. ખોલપીપળા આગળની સંઘની ધર્મશાળા છે જે હાલ સંઘમાં ઐક્યના અભાવે મૃતપાય: દશામાં છે. નજીકમાં પાયચંદગચ્છના સાધુનો ઉપાશ્રય છે. વળી ખૂણામાં પણ નાનો ઉપાશ્રય છે. ૯ જીરાલાપાડામાં નવી શ્રી નેમિસૂરિની પ્રેરણાથી બંધાયલી પાઠશાળા છે કે જેમાં ઉપરના ભેમાળે સાધુઓને ઉતરવાની સગવડ છે. પ્રથમ આ સ્થાને દહેરાં હતાં; જે મોટા દહેરામાં ભળવી દેવાયા છે. આમાં એક ભોંયરૂં છે જેની કારીગરી ખાસ જોવા જેવી છે. પવાસનને કમાનો તેમજ ગોખલા વ૦ કારીગરી જોઇ ભૂતકાળની આપણી કીર્તિસ્મૃતિ તાજી થાય તેમ છે. ૧૦ દાદા સાહેબની ખડકીમાં ઓસવાળ જ્ઞાતની વાડી છે. ૧૧ શેઠ અંબાલાલ પાનાચંદની બજારની ધર્મશાળા. સામાન્ય દશામાંથી સ્વબળે આગળ વધી, મુંબાઇમાં લક્ષ્મી પ્રાપ્ત કરી, પોતાની જન્મભૂમિમાં આ શ્રેષ્ઠિએ એ લક્ષ્મી ઠીક ખરચી છે. અંગ્રેજી ગુજરાતી ભણતા વિદ્યાર્થીઓને પુસ્તકો આપતા વિદ્યોત્તેજક મંડળમાં તેમણે ઠીક ફાળો આપ્યો હતો. સહાય અને સહકારના અભાવે એ ખાતું હાલ બંધ થઇ ગયું છે. એનો લાભ પૂર્વે જ્ઞાતિના ભેદ સિવાય સર્વ જૈનોને મળી શકતો પણ સંઘના સંકુચિત દશાસૂચક કલેશોએ એને પોષવાની જરાપણ દરકાર કરી નથી. આજે એની ખોટ અભ્યાસી વર્ગને સ્પષ્ટ દીસે છે. શેઠનું બીજું કાર્ય તે આ ધર્મશાળા કે જ્યાં વાસણ ગોદડા આદિની સર્વ સગવડ છે અને યાત્રાળુઓ સરળતાથી ઉતરી શકે છે. ૧૨. સગોટાપાડામાંની શ્રીમાળી જ્ઞાતિની વાડી (સાગરનો ઉપાશ્રય) નું વિશાળ મકાન છે. ૧૩. આલીપાડે પોરવાડ જ્ઞાતિની ધર્મશાળા છે. એ સિવાય કેટલાંક નાનાં સ્થાનો છે જેની નોંધ અહીં અસ્થાને છે.

## વિદ્યમાન સંસ્થાઓ.

૧. જૈન શાળા કમિટિ. આ સંસ્થા હસ્તક દેરાસરોની તેમજ જૂદા જૂદા પર્વો નિમિત્તે મૂકાયેલી થાપણોની મોટી રકમ છે. તે સિવાય પર્યુષણાદિ પ્રસંગે થતી ઉપજ પણ ત્યાં જમા થાય છે એની પાસે શાંતિસ્નાત્ર આદિ ઉત્સવોમાં ખપ આવે. તેવા સાધનો રહે છે, તેમજ પૂજા આદિમાં ઉપયોગી થઇ પડે તેવા સુખડ, કેશર વરખ વગેરે ચીજો પણ રખાય છે જે વેચાતી મળી શકે છે. આ સસ્થા એક કાળે, જ્યારે સઘમાં સપ હતો ત્યારે ખંભાતનું ના હતી. એની સ્થાપનામાં શેઠ અમરચંદ પ્રેમચંદના ઉદાર ભાવન નિમિત્તભૂત છે. પાછળથી તેમના સુપુત્રોએ ધનનો વર્ષાદ વરસાવ તેને નવપલ્લવિત બનાવી થોડા સમય પૂર્વે અગમબુદ્ધિ મરહુમ શેઠ પોપટભાઇએ તેના વ્યવસ્થા માટે કમિટિની યોજના કરી ટ્રસ્ટ ડીડ કર્યું. શેઠ મણિભાઇના જીવતાં સુધી, આ સંસ્થા ઠીક ચાલી પણ પાછળથી અંદર એવા તો ઘોટાળા ઉભા થાય છે કે આ લખતી વેળાયે તેનું નાવ ડોળાયમાન થઇ રહ્યું છે. અત્રે આથી વધુ ઇતિહાસનું પ્રયોજન નથી.

### જૈન કન્યાશાળા.

પુરૂષવર્ગને કેળવવાના ઘણા માર્ગો છે પણ જે વર્ગમાં જન્મથીજ અજ્ઞાનતાના રાશિ ભરેલા છે ત્યાં જ્ઞાનરશ્મિ પ્હોંચાડવાની ખાસ અગત્ય છે; જે કેટલેક અંશે આ કન્યાશાળાથી દૂર થાય છે. ચોળી ચકલે તેનુ એલાયદું મકાન છે. અભ્યાસ ઠીક અપાય છે. સરકારની ગ્રાન્ટ પણ મળે છે. છતાં હજુ ઘણી સુધારણાને અવકાશ છે. સેક્રેટરી ચુનીભાઈ એમ. કાપડીઆ માટે માન છતાં કહેવું પડે છે કે એનો વહીવટ કમિટિ નામી ચલાવવો જોઇએ; ને ઘટતા સુધારા હાથ ધરવા જોઇએ. એની સ્થાપનામાં શ્રી વિજ્યનેમસિરિનો હાથ છે તો તેમને સંતોષી શકે તેવી પુનઃ રચના કરી નાણાંની પડતી મુશ્કેલીનો તોડ લાવવાની જરૂર છે.

## ૩. જૈન શ્રાવિકા શાળા.

ગુલાબવિજયજીના ઉપાશ્રયમાં લાંબી જાહેરાત વગરની આ અતિ ઉપયોગી સંસ્થા ગમે તેમ પોતાનું નાવ હંકાર્યે જાય છે. એને માટે ફંડ જેવું કંઈજ નથી. હિંમતલાલ માસ્તરનો પગાર શેઠશ્રી કસ્તુરભાઇ હસ્તકના એકાદા ખાતામાંથી અપાય છે જ્યારે વાડીભાઇને પરિશ્રમનું ફળ ઉત્સાહી બ્હેનો તરફથી મળે છે. આ સંસ્થા તરફ સમાજની આંખ હજુ ઉઘડતી નથી. બાકી બ્હેનોને તો ધન્યવાદ છે. આ સંસ્થામાં અધ્યયન કરી, પાંચ સાત બ્હેનો આજે સાધ્વીજીવનના આંગણે પદસંચાર કરી રહી છે. આ સંસ્થાના ઉદ્ધારવિના સમાજના નારીવર્ગની દશા સુધરવાની નથી, અને તે વિના ધર્મનું સત્ય સ્વરૂપ સમજાવવાનું પણ નથી. એટલું કહેવું કાફી છે કે, બ્હેનો ! તમો તમારો પ્રયત્ન એના નિભાવ અર્થે ચાલુજ રાખજો અને સાધ્વીજીવન ગાળી ઉપદેશવારિથી એના જીવનને પોષજો.

## ૪ શ્રી મહાવીર જૈન સભા.

આ સંસ્થા હસ્તક શ્રી. આત્મકમળ જૈન લાયબ્રેરી નામે છે. જેનું સ્થાન બજારના ચિંતામણિ પાર્શ્વનાથના દહેરાની બહારની બાજુ પર છે. જૈન પ્રભાવક મંડળના અવસાન પછી કેટલાક કાળે આ સંસ્થાનો જન્મ થયો છે, એમાં પ્રૌઢ અને યુવકોનો મેળ મળ્યો. યુવાનોના ઉજળતા લોહીએ પ્રારંભમાં પ્રગતિ ઠીક કરી. પ્રયાસ કરી પ્રભાવક મંડળના કબાટ સેવતાં લગભગ ત્રણસો પુસ્તકો મેળવી સ્વભંડોળને વધાર્યું; આજે હજાર ઉપર સંખ્યા ગઇ છે, પૂર્વે છાપાં પણ ઠીક આવતા; પણ પાછળથી નિયમપૂર્વક કામ કરવાની ભાવનાવાળા મુંબઈ વસતા સભ્યોને ખંભાતના કેવળ આપમરજીથી કામ ચલાવતા કાર્યવાહકો સાથે મતભેદ પડ્યો. ઐક્ય કાયમ રાખવા યત્ન સેવાયા છતાં સત્તાધારીએ મચક ન આપી એટલે મુંબાઇ વિભાગ છૂટો પડ્યો. એની સહાય, સલાહને ઉમંગ સભાએ ગુમાવ્યા ત્યાર પછી

સભાના તેજ ઉતરતાં ગયાં જે વાત એના પ્રગટ થએલા રીપોર્ટ પરથી સ્પષ્ટ થાય છે. આજે તે આછું કાર્ય કરે છે; પણ તેના આશયો તો પાના પરજ રહ્યા છે. લાયબ્રેરી તરિકેનું કાર્ય પાટીઆ પર શોભે તેવું છે, બાકી પુસ્તકાલય તરિકેનું જીવન કંઇક પ્રકાશવાળું છે. એની પાસે ઉત્સાહી સભ્યો છે છતાં પારકી મોરલીએ નાચનારના જેવી દશામાં છે. સભા તરિકેના પ્રકાશનો સામાન્ય કક્ષાના છે. એના કાર્યની ઇતિકર્ત્તવ્યતા માત્ર બે ચાર જયંતિઓની ઉજવણીમાં પૂરી થાય છે. એના કેટલાક સભ્યો અન્ય સહ જોડાઈ જમણ પ્રસંગે પીરસવાનું કાર્ય ઉપાડી લે છે. તે સુધારણાના અવકાશવાળું છતાં પ્રશંસનીય છે.

## ૫. શ્રી સ્થંભતીર્થ જૈન મંડળ.

શ્રી મહાવીર જૈન સભા પછીજ, આનો જન્મ. એક બ્હેન તો બીજો ભાઇ. મુંબઇ વિભાગ છૂટો પડયો તે આમાં સમાયો. એની મુખ્ય ઓફીસ મુંબાઇમાં છે છતાં કાર્ય પ્રદેશ સભ્યોના વિસ્તારને લીધે ખંભાત, અમદાવાદ અને મુંબાઇમાં પથરાયેલો છે. શ્રીચૈત્ય વ્યવસ્થાપક કમિટિ, ભાષણ શ્રેણિ; પત્રિકા પ્રકાશન, હસ્તલિખિત માસિક સમાજ સેવક, અને કેળવણી ફંડ રૂપે હાલ તો તે કાર્ય કરે છે. સામાજીક સુધારણા અંગે એના ટ્રેક્ટો "જૈન લગ્નવિધિ-લગ્ન ગીત અને કુરિવાજ દર્પણ તથા દંપતીજીવન દિપિકાથી ભાગ્યેજ કોઇ અજ્ઞાન હશે. કાનુનપૂર્વક કાર્ય અને હિસાબની ચોખવટ હજી તેમાં ટકી રહી છે. એની સભ્ય સંખ્યામાં પ્રૌઢ-યુવકના સહકાર છે, કેળવાયેલાની સંખ્યા સારા પ્રમાણમાં છે. કેટલાગે સમજુ વૃદ્ધોના તેને આશીર્વાદ છે. તેની કાર્યપ્રણાલિ સુધારણાના પથે હોવા છતાં સભ્ય ગણ શ્રીમાળી જ્ઞાતિનો છતાં બીજી જ્ઞાતિઓ સહ તેનો સંબંધ મીઠાશભર્યો છે. બાહ્ય દ્રષ્ટિથી જોતાં પ્રથમ દર્શને તેનું કાર્ય નજરે ન ચઢે, એમાં મોટા ભાગના સભ્યોને ખંભાત બહારનો વસવાટ નિમિ-

તમૂત છે. બાકી આંતરિક દૃષ્ટિએ છેલ્લા દાયકામાં તેને જે પ્રચાર-કાર્ય કર્યું છે અને નિડરતાથી જે નવિન ભાવના ફેલાવી છે, તેના ફળ બેસવા શરૂ થઇ ચૂકયા છે. મોઢેથી મંડળને ગણે છે કોણ ? એમ ધમડ કરનાર વ્યક્તિઓ પણ તેના દરેક કાર્યનું સાવચેતીથી નિરીક્ષણ કરે છે. એને દાબી દેવા કેટલાય પાસા ગોઠવવા છતાં અખડપણે મંડળને ટકી રહેલ જોઈ મનમાં કાંઈક બલ્યા પણ કરે છે. એની શક્તિનુ એ માપ.

## જૈન યુવક મંડળ.

મહાવીર જૈન સભાના કેટલાક કાર્યો પ્રત્યે અણગમો ધરાવનાર ઉગતા જુવાનો ખામ કરી દંતારવાડાના અને આજુ બાજુના—ની નાની શરૂઆત. પાછળથી કેટલાક સમજુ પણ ભલ્યા, છતા માગરના પાણીનો ઓટ પણ ભગ્તી પછી નક્કી હોય છે તેમ હાલ તેની પ્રવૃતિ સાવ મદ છે. શરૂઆતમાં પૂજાનું, દોરી ગુંથવાનુ, પીરસવાનું કાર્ય ઉપાડી એમાંથી રાત્રિશાળા ચલાવવા માડી. સ્થંભણજીની પ્રાતષ્ઠા વેળાએ સુપ્રમાણમા સેવા પણ કરી યુવાનીના વેગની ખાત્રી કરી આપી છતા નિર્યામકના પ્રેરકબળ વિના એ આજે સુષુપ્તદશામા છે.

## શ્રી નેમિ પ્રભાકર મંડળ.

આ પણ સભાના કાર્યથી કેટલીક બાબતમા રિસાયેલા યુવકોનું મંડળ, છતા યુવક મડળ અને આમાં ફેર ઘણો. યુવક મડળના સભ્યોમા સામાન્ય કક્ષાના છતા સેવાભાવી સભ્યો, જ્યારે આમાં મધ્યમ કક્ષાના સમજ ધરાવતા છતા સંકુચિત મનોદશાવાળા સભ્યો અને એકમા નિડરતા તો બીજામા ધમડ. કામ કર્યા છતા પ્રથમમા ગર્જારવ ઓછો જ્યારે કામ નહિં જેવુ છતા પાછળમાં ગર્જના વધારે. એ બધા કરતા પણ ટપી જાય તેની વાત એ કે પ્રથમ સભ્ય થાય તોજ પછી બંધારણ વાંચવાનું મળે. કાર્ય કરતી દરેક સંસ્થાઓથી

ઉંચી રીત ! મુનિશ્રી રામવિજયજીના ચાતુર્માસમાં પત્રિકાઓ પ્રગટ કરી અને પ્રતિષ્ઠા વેળા મંડપની સેવા બજાવી કંઇ કાર્ય કર્યા બાદ આજે તો તે ઠંડા પહોરની તાણી સૂતું છે; પ્રભાકર છતાં પ્રભા નથી ફેલાવતું.

## પોરવાડ યુવક મંડળ.

આ મંડળ પોરવાડ જ્ઞાતિના ભાઇઓનું હોઇ મુંબાઇમાં સ્વજ્ઞાતિ સુધારણા અર્થે મંગું કામ કરે છે તેમજ સ્વજ્ઞાતિના વિદ્યાર્થીઓને ફ્રી પુસ્તક મળે તેવી વ્યવસ્થા કરે છે, વચગાળે હસ્તલિખિત માસિક પણ ચલાવતું; છતાં એ આજે બંધ છે.

## જૈન પાઠશાળા.

વિદ્યાર્થીઓને ધાર્મિક જ્ઞાન આપનાર સંસ્થા, જો કે આને માટે નથી તો વ્યવસ્થિત ધોરણ કે નથી તો નિયત સ્થાન. હાલ એ સવારના કન્યાશાળાના મકાનમાં બેસે છે. લાગણીવાળા વિદ્યાર્થીઓ તેનો લાભ લે છે. રા. ચુનીલાલ કિશોરદાસ માસ્તરના ખંત અને ઉલટથી અભ્યાસ સામાન્ય રીતે ઠીક થાય છે; છતાં વસ્તીના પ્રમાણમાં સંખ્યા ઓછી ગણાય.

એક વાત તરફ ધ્યાન ખેંગીચું કે આ સ્થાને સીધું સામન રાખવાની ગોઠવણ છે; તેમજ ગોન્લા ગોદડાં અને ઉતરવાની પણ મગવડ છે. જ્ઞાતીની તો તંગાશ ગણાય અને આયંબિલ વેળા શ્રીમાળી, પોરવાડ કે ઓસવાળના ભેદને સ્થાન અપાય છે તે તાકીદે દૂર કરવાની જરૂર છે. ધર્મકારણમાં ભેદને સ્થાન નજ હોય. જ્ઞાતિકલેગોને જ્ઞાતિ પૂરતાજ રાખવા ઘટે. કાર્યવાહકોએ હિંમત રાખી એ સુધારણા કરવા ભલામણ છે.

જોવાલાયક સ્થાનો.

આ શહેર પુરાતન હોઈ એ સંબંધમાં શોધખોળ કરતાં હજુ પણ બીજી ઘણી બાબતો બહાર લાવી શકાય. પણ પુરાતત્ત્વના જાણકાર વિના એ કાર્ય પાર ન પડે. એમ છતાં અત્યારે જે ખાસ જોવા જેવું છે તે નીચે મુજબ. (૧) ત્રંબાવટીનો મજબૂત કિલ્લો કે જે આજે ઘણે સ્થળે જર્જરિત થઇ ગયો છે, છતાં તેની મજબૂત દિવાલો, બુરજો, તોપો ગોઠવવાના બાકોરાં તેમજ કમાનવાળેલા દરવાજા પૂર્વકાળની ઝાંખી કરાવે છે. લડાઇના સમયે એનું મહત્વ કેટલું હશે તેનો ખ્યાલ એ આપે છે, જનશ્રુતિ પ્રમાણે આ કોટ એટલો મજબૂત ને દુર્ભેદ્ય હતો કે જેથી તેને તાંબાના કોટની ઉપમા અપાયલી. 'ત્રંબાવટી નગરી' નામમાં આ કોટ નિમિત્ત-ભૂત હોય તો નવાઈ નથી.

જુમ્મા મસ્જીદ.

ત્રણ દરવાજાની અંદર દરિયા તરફ જતાં જે માર્ગ દરબાર-ગઢ તરફ જાય છે ત્યાં વિશાળ જગા રોકતી એ ભુલાઇ જતી જાહોજ-લાલીના સ્મરણ કરાવે છે. એની દિવાલો કેટલેક સ્થાને શીર્ણવીશીર્ણ થઇ ગઇ છે જેની દરવર્ષે હવે તો મરામત થાય છે. તેની બાંધણી મજબૂત અને બડા ઘાટની હોવાથી હજુ સ્થાન જળવાઇ રહ્યુ છે.

એનો દક્ષિણ બાજુનો દરવાજો અતિ ઉંચો છે, વળી પશ્ચિમ બાજુની દિવાલોપર જે કારીગરી છે તે જોવા જેવી છે. અંદર એક બાજુ નાનો હોજ છે. વળી એની અંદર કેટલાંયે ભોંયરા છે. લોકવાયકા પ્રમાણે પૂર્વે એ સ્થાને મોટું જૈન દેવાલય હતુ. નીચેની વાતોથી એને ટેકો મળે છે. 'જૈન' તા ૮-૫-૨૫. મુનિશ્રી હંસવિજયજીની જુમામસ્જીદની મુલાકાત ફા. સુ. ૪. 'આ મસ્જીદના ૨૬૦ થાંભલા અને સંખ્યાબંધ ઘુમટો અને મોટી મોટી પથ્થર કોરીને કરેલી જાળીઓ, શણગાર ચોકીઓ અને ઘુમટના ભાગોમાં આબુ જેવી કોરણીના નમુના જોતાં આ પૂર્વકાળમાં જૈનોની જાહોજલાલીસૂચક ગંજાવર જૈન દેરાસર હશે એમ જણાય છે. તેની સાબિતી આરસનો એક પથ્થર મસીદના ઉપલા ભાગમાંથી તૂટી પડેલો છે તે બતાવી આપે છે. આ પાષાણના અંદરની બાજુ પરથી એક જૈનોની ઐતિહાસિક બીના પ્રગટ થઇ છે. પૂર્વકાળમાં જૈનાચાર્યો કેવી ઢબથી વ્યાખ્યાન કરતા હતા તેની આબેહુબ નમૂનેદાર એક જૈનાચાર્યની કોતરેલી મૂર્તિ જોવામાં આવે છે; તેની નીચે 'શાલિભદ્રસૂરિ' એવા અક્ષર કોતરેલા છે. તેમની આગળ એક ઠવણીનું સુંદર ચિત્ર છે. તેની આગલી બાજુ આચાર્ય મહારાજ સન્મુખ બેઠેલા મુનિશ્વરોની પાંચ મૂર્તિઓ છે. તેની જગ્યાએ અનુક્રમે, ભવદેવ, મ. હરિશ્ચંદ્ર ભ. વસ્તુદેવ, ધનદેવ મહત્તર, વા૦ શુભચંદ્રગણિ આ પ્રમાણે નામ છે. છઠ્ઠી સાધુની અર્ધમૂર્તિ અને એ ત્રણ અક્ષરો જણાય છે. આગળ કેટલી મૂર્તિઓ કોરેલી હશે તે કહી શકાય નહિ; તેમજ આચાર્યશ્રીની પાછળના ભાગમાં એક મુનિની મૂર્તિ છે, તેની જગ્યાએ અભયકુમાર એવા અક્ષરો છે. આ સર્વના હાથમાં મુહપત્તિ તથા રજોહરણ છે. બીજા આરસના એક રહેલા થાંભલા પર સં. ૧૪૫૯ ફા. સુ. ૧ ભોમ એવા અક્ષરો તદ્દન ઘસાઇ ગયેલા છે. શંભુવિજયજી.

## દરિયા કિનારે.

દરિયો પૂરાઇ જવાથી પાણી ઘણા આછા રહે છે એટલે મુંબઇની

ચોપાટીને યાદ કરાવે તેવો ફરવા દરવાનો લાંબો પટ પથરાએલો છે. સંધ્યાકાળે અહીંનું આખુંએ દશ્ય મોહક લાગે છે. દરીયાની ઠંડી લ્હેરો અનુભવવી હોયતો જરૂર એકવાર અહીં જવું.

મોટું દેરાસર.

ભાટવાડાના રસ્તાપર આવેલું છે. પાંચશિખરવાળું, અને અતિ ઉંચા પથ્થરનું તથા આરસનું બનાવેલું આ મનોહર દેવાલય છે. જૈન, જૈનેતર કોઇપણ વ્યક્તિને શાંતિદાયક સ્થાન છે. એ મરહુમ શેઠ. પોપટભાઇ અમરચંદની કાર્યદક્ષતાનું એક મૂર્તિમંત સ્વરૂપ છે.

નારેશ્વરનું તલાવ.

તથા તેની નજીકમાં પાણી માટેનુ 'વૉટર વર્કસ' અને ત્યાંથી થોડે દૂર ધંધારીઆના યાત્રાધામ તરિકે ખ્યાતિ પામેલું બાલેશાનું ધામ છે. પાછળના માર્ગે થઇ, નેજાગામે જવાય છે. તળાવની આજુબાજુ સરકારી મકાનોવાળા બાગો આવ્યા છે. આ સિવાય વાવો-કુવો-વ. કેટલુંક જોવા લાયક છે.

બજારમાંનું ત્રણ દરવાજા પરનું ટાવરઃ

ત્યાં આગળ થઇ સીધાં જતાં ખંભાતના બાર દરવાજામાંનો એક મક્કાઇ દરવાજે આવે છે, ત્યાથી બહાર નિકળી દરિયાપર જતાં, સામે દૂર ગર્જારવ કરતો મહાસાગર અને પડિ જીર્ણદશા પામ્યા છતાં ત્રાંબાવટીનો ગઢ પુરાતન કાળની સ્મૃતિને તાજી કરે છે. પશ્ચિમ દિશામાં 'રાહદારી' તરિકે ઓળખાતું વેપારનું જબરૂ સ્થાનક છે. વહાણમાર્ગે આવતા માલનો મોટો જથ્થો તેમજ રેલ રસ્તે આવતો માલ પણ ઘણે ભાગે પ્રથમ અહીંજ ઉતરે છે. અહીં નજર કરનારને દિવસના, સારો ધધો ચાલતો માલમ પડે, સંધ્યાકાળે એ બધુ શાંત થઈ જાય છે અને સાગરની ઠંડી લ્હેરોથી આનંદનો ઉમેરો થાય છે. હવાખાવાના સ્થાન તરિકે, બાંકની ગોઠવણ અને દીપકોની શ્રેણિને ગણત્રીમાં ન લઇએ તો આ સ્થાન મુબાઇની ચોપાટીને વિસરાવી દે તેવું છે.

## સ્ટેશન તરફ જતો માર્ગ:

ટાવરની જમણી બાજુ થઇ માણેકચોક વટાવી આગળ કેટલું ચાલ્યા પછી, 'માદલા' યાને પણિયારી દરવાજા તરફ જવાનો રસ્તે છે. નજીકમાં 'માદલા' નું તલાવ છે. અહીનું પાણી ખાસ કપડ ધોવાના કાર્યમાં વપરાય છે. કાંઠા પર વાવો આવેલી છે. 'રા' ની વાવ સબંધી વિલક્ષણ વાતો સભળાય છે. છતાં છેલ્લા વરસાદે તેને તોડી પાડી જીર્ણ બનાવેલી છે. તળાવની વચમાં એક મોટી વાવ છે ત્યાં પહેલા ન્યાતના વામણો રહેતા હતા. એ રસ્તે આગળ જત ખાંજીયાપરૂં, શકરપરૂ, અકબરપરૂં, વ. પરાંઓ આવે છે. ગવારાને મોટો બજાર શાકમારકીટ સામે ભરાય છે. સવારમાં કારીગરવર્ગ તેમજ અનાજ, શાકભાજી આદિ વસ્તુઓ અહીં આવે છે. આગળ જતા 'વહોરાવાડ' નાં મકાનો આવે છે. આગળ જતાં સ્ટેશન અને જમણાં હાથે 'એડવર્ડબાગ'; અને ડાબે હાથે 'નવાબ મીલ' તેમજ સામે શેઠ અંબાલાલ કોલમાવાળાનુ નાનું આરોગ્ય મંદિર છે.

## વખણાતી ચીજો.

પૂર્વે અહીં લોખંડના તાળા બનતા કે જે એટલા મજબુત ગણાતા કે જેથી ખાસ કરીને દુકાનો પર અને એવા બીજા જોખમના સ્થાનો પર એજ વાસવામાં આવતા; ચોરોથી પણ તે તોડી શકાતા નહીં તેમ બીજી ચાવી તેને લાગુ પડતી નહીં, તેથી તો તેની નોંધ પુસ્તકે ચઢી છે. આવી જ રીતે કાળું કાપડ, શેતરંજીઓ અને કાપડને લગતી બીજી ચીજો હતી. આજે એ બધાની ખ્યાતિ ઓસરતી જઇ, નામશૂન્ય બની છે. અત્યારની વખણાતી ચીજોમાં હકીકના રમકડાઓ અને દક્ષિણ તરફની સાડીઓ છે. હકીકનો મોટો વેપાર અહીં જ હતો, પણ સાંભળવા મુજબ પહેલાના જેવી કમાણી તેમાં હાલ નથી. સાડીનું કામ હાથશાળ પર થતું હોઇ એમાં સંચાની હરિફાઇને હજુ સ્થાન પ્રાપ્ત ન થયું હોવાથી સારા

પાયા પર ચાલે છે એમ કહી શકાય. આ સિવાય શેતરંજીઓ પણ બને છે છતાં પ્રખ્યાતપણું ન આપી શકાય. બાકી અનાજ કે માટીના વાસણ આદિ આછા પાતળા ઉદ્યોગો કહી શકાય. નવિનતાની દષ્ટિયે કંઇ ન જડે. માત્ર ખાવાની ચીજોમાં હજીપણ પાતળા તાર સમી સુતરફેણી અને દેખાવમાં કડીણ છતાં ભાવતાં નરમ લાગે તેવાં ભજીયાં વખણાય છે. હલવાસન પણ તેવાજ પ્રકારની વસ્તુ મનાય છે, અને એ સાથે ખંભાતી ચવાણાને ભૂલી શકાય તેમ નથી. આ ઉપરાંત કાથીનાં દોરડાં તેમજ તાંબાના ઘડા, દેઘડા આદિ ચીજો ટકાઉ-પણામાં ચઢે તેમ છે.

## વસ્તી અને જૈન કોમ.

મુખ્યતયા દરેક વર્ણની વસ્તી હોવાથી અઢારે વર્ણ વસે છે એ કથન સત્ય છે, જો કે વેપારધંધાના નિમિત્તે તેમજ આજીવિકા અર્થે મોટો ભાગ ખંભાત બહાર વસે છે, છતાં લગ્નાદિ પ્રસંગોએ એ સર્વનું આગમન થતું હોવાથી તેમજ માતૃભૂમિ પ્રત્યે સ્નેહ હોવાથી એ સર્વ વસ્તી ખંભાતનીજ ગણાય છે, અને છે. મોટા વેપારમાં વાણીયા (જૈન, વૈષ્ણવ આદિ) કણબી, વહોરા અને ઘાંચી આગળ પડતા છે, જેઓ શહેરમાં અને દૂર દેશાવરમા સારો વેપાર ખેડે છે, બ્રાહ્મણ જ્ઞાતિમાંના પણ કેટલાક વેપારમાં છે; છતાં થોડા. તેમાં વકીલ, વૈદ્ય, અને જ્યોતિષી ઠીક ગણાય, ગજ્જદરબારમાં તેમનુ પ્રમાણ ઠીક કહેવાય. અધિકારની દૃષ્ટિયે જૈનોનું સ્થાન નહિંવત્ છે; છતા પૂર્વકાળની સારી છાપથી આજે પણ માન, મરતબો ઠીક જળવાય છે. જૈનેતર કોમના પ્રમાણમા ખંભાત બહાર જૈન કોમે ધંધામાં વધુ સમૃદ્ધિ પ્રાપ્ત નથી કરી, અરે સરખાઇમાં પણ ન કહેવાય! બીજી કોમોમાં રળનાર વધુ ને ખરચ સામાન્ય; ત્યારે જૈન સમાજમાં કમાનાર એક અને ખાનાર વધારે, એ ધોરણ પાછુ પાડનાર છે જે તરફ ધ્યાન દેવાની અગત્ય છે. જૈન કોમનો નારીગણ આજે ઘર-

## સ્ટેશન તરફ જતો માર્ગ:

ટાવરની જમણી બાજુ થઇ માણેકચોક વટાવી આગળ કેટલુંક ચાલ્યા પછી, 'માદલા' યાને પણિયારી દરવાજા તરફ જવાનો રસ્તો છે. નજીકમાં 'માદલા' નું તલાવ છે. અહીંનું પાણી ખાસ કપડાં ધોવાના કાર્યમાં વપરાય છે. કાંઠા પર વાવો આવેલી છે. 'રા' ની વાવ સબંધી વિલક્ષણ વાતો સંભળાય છે. છતાં છેલ્લા વરસાદે તેને તોડી પાડી જીર્ણબનાવેલી છે. તળાવની વચમાં એક મોટી વાવ છે ત્યાં પહેલાં ન્યાતનાં વાસણો રહેતા હતાં. એ રસ્તે આગળ જતાં ખાંજીયાપરૂં, શકરપરૂં, અકબરપરૂં, વ. પરાંઓ આવે છે. ગવારાનો મોટો બજાર શાકમારકીટ સામે ભરાય છે. સવારમાં કારીગરવર્ગ તેમજ અનાજ, શાકભાજી આદિ વસ્તુઓ અહીં આવે છે. આગળ જતાં 'વહોરાવાડ' નાં મકાનો આવે છે. આગળ જતાં સ્ટેશન અને જમણાં હાથે 'એડવર્ડબાગ'; અને ડાબે હાથે 'નવાબ મીલ' તેમજ સાગે શેઠ અંબાલાલ કોલસાવાળાનું નાનું આરોગ્ય મંદિર છે.

## વખણાતી ચીજો.

પૂર્વે અહીં લોખંડના તાળા બનતા કે જે એટલા મજબુત ગણાતા કે જેથી ખાસ કરીને દુકાનો પર અને એવા બીજા જોખમના સ્થાનો પર એજ વાસવામાં આવતા; ચોરોથી પણ તે તોડી શકાતા નહીં તેમ બીજી ચાવી તેને લાગુ પડતી નહીં, તેથી તો તેની નોંધ પુસ્તકે ચઢી છે. આવી જ રીતે કાણું કાપડ, શેતરંજીઓ અને કાપડને લગતી બીજી ચીજો હતી. આજે એ બધાની ખ્યાતિ ઓસરતી જઇ, નામશૂન્ય બની છે. અત્યારની વખણાતી ચીજોમાં હકીકના રમકડાઓ અને દક્ષિણ તરફની સાડીઓ છે. હકીકનો મોટો વેપાર અહીં જ હતો, પણ સાંભળવા મુજબ પહેલાના જેવી કમાણી તેમાં હાલ નથી. સાડીનું કામ હાથશાળ પર થતું હોઇ એમાં સંચાની હરિફાઇને હજુ સ્થાન પ્રાપ્ત ન થયું હોવાથી સારા

પાયા પર ચાલે છે એમ કહી શકાય. આ સિવાય શેતરંજીઓ પણ બને છે છતાં પ્રખ્યાતપણું ન આપી શકાય. બાકી અનાજ કે માટીના વાસણુ આદિ આછા પાતળા ઉદ્યોગો કહી શકાય. નવિનતાની દૃષ્ટિયે કંઇ ન જડે. માત્ર ખાવાની ચીજોમાં હજુપણુ પાતળા તાર સમી સુત્રફેણી અને દેખાવમાં કઠીણુ છતાં ભાવતાં નરમ લાગે તેવાં ભજીયાં વખણાય છે. હલવાસન પણુ તેવાજ પ્રકારની વસ્તુ મનાય છે, અને એ સાથે ખંભાતી ચવાણાને ભૂલી શકાય તેમ નથી. આ ઉપરાંત કાથીનાં દોરડાં તેમજ તાંબાના ઘડા, દેગડા આદિ ચીજો ટકાઉ-પણામાં ચઢે તેમ છે.

## વસ્તી અને જૈન કોમ.

મુખ્યતયા દરેક વર્ણની વસ્તી હોવાથી અઢારે વર્ણ વસે છે એ કથન સત્ય છે, જો કે વેપારધંધાના નિમિત્તે તેમજ આજીવિકા અર્થે મોટો ભાગ ખંભાત બહાર વસે છે, છતાં લગ્નાદિ પ્રસંગોએ એ સર્વનું આગમન થતું હોવાથી તેમજ માતૃભૂમિ પ્રત્યે સ્નેહ હોવાથી એ સર્વ વસ્તી ખંભાતનીજ ગણાય છે, અને છે. મોટા વેપારમાં વાણીયા (જૈન, વૈષ્ણવ આદિ) કણબી, વહોરા અને ઘાંચી આગળ પડતા છે, જેઓ શહેરમાં અને દૂર દેશાવરમાં સારો વેપાર ખેડે છે, બ્રાહ્મણુ જ્ઞાતિમાંના પણુ કેટલાક વેપારમાં છે; છતાં થોડા. તેમાં વકીલ, વૈદ્ય, અને જ્યોતિષી ઠીક ગણાય; ગજ્જરબારમાં તેમનું પ્રમાણુ ઠીક કહેવાય. અધિકારની દૃષ્ટિયે જૈનોનું સ્થાન નહિંવત્ છે; છતાં પૂર્વકાળની સારી છાપથી આજે પણ માન, મરતબો ઠીક જળવાય છે. જૈનેતર કોમના પ્રમાણુમાં ખંભાત બહાર જૈન કોમે ધંધામાં વધુ સમૃદ્ધિ પ્રાપ્ત નથી કરી, અરે સરખાઇમાં પણુ ન કહેવાય! બીજી કોમોમાં રળનાર વધુ ને ખરચ સામાન્ય; ત્યારે જૈન સમાજમાં કમાનાર એક અને ખાનાર વધારે, એ ધોરણુ પાછું પાડનાર છે જે તરફ ધ્યાન દેવાની અગત્ય છે. જૈન કોમના નારીગણુ આજે ઘર-

ગયુ ઉદ્યોગોથી હાથ ધોઇ બેઠા છે એમ કહીએ તો ચાલે, એથી પરિણામે નિંદા અને આળસ વધ્યાં છે. પૂર્વે આ સ્થિતિ નહોતી; પુનઃ જાગ્રત થવાની હાકલ છે.

જૈન સમાજમાં વીશાશ્રીમાળી, દશાશ્રીમાળી, વીશાપોરવાડ દશાપોરવાડ અને ઓશવાળમાં એમ પાંચ જ્ઞાતિનો સમાવેશ થાય છે. કેટલાક કણબીઓ તેમજ થોડાક બીજી ન્યાતવાળાઓ જૈન ધર્મ પાળે છે જે સર્વને સ્વામીવાત્સલ્યના જમણમાં સ્થાન મળે છે. જમણ વ્યવહારમાં ઉક્ત જ્ઞાતિઓને પરસ્પર સબંધ છે, છતાં કન્યા-વહેવાર સ્વજાતિ પુરતોજ છે. જો કે વર્તમાનકાળે તો વીશાશ્રીમાળી જ્ઞાતિ ઉક્ત ચાર સાથે જાહેર રીતે જમણનો વ્યવહાર નથી પાળી શકતી. આ બધાના મૂળમાં કેવળ અજ્ઞાનતાભર્યા ને સંકુચિતવૃત્તિજનક કલેશો સિવાય અન્ય કંઈ મહત્વનો ભેદ નથી. જ્ઞાતિઓમાં મોટી વીશાશ્રીમાળીની જ્ઞાતિ હોવાથી કાર્યમાં આગળ પડતી પણ તેજ છે. કાપડ અને સોના ચાંદીના ધંધામાં અગ્રપદ તેનું છે. અને કરિયાણામાં પણ તેમ કહી શકાય. છતાં 'કંકાશે ગોળામાંનું પણ ઘટે' એ કહેવત અનુસાર આ સ્થિતિ તેમના હાથમાંથી સરતી જાય છે, એથી સવેળા ચેતી જઈ એ કુસંપને દુર કરવાની ચેતવણી છે. તે વિના જૈન સમાજનું ગૌરવ હવે નહીં જળવાય. આજના કલહો અને સુષુપ્ત દશા જોતાં હૃદય ડંખે છે. કાગળ લખવા છતાં દરેક જ્ઞાતિની ચોકસ્ખ સંખ્યા પ્રાપ્ત નથી થઇ, એટલે એ સબંધ મૌન રહી કેવળ વીશા-શ્રીમાળી જ્ઞાતિની જે નોંધ સં. ૧૯૭૯ ની સાલમાં સ્થંભનતીર્થ જૈન મંડળ તરફથી લેવામાં આવી હતી તે ટાંકી વિરમીશું.

| લત્તાનું નામ. | ઘરસંખ્યા. | નર. | નારી. | બાળક.. | વિધવા. | કુલ. |
|---|---|---|---|---|---|---|
| ચોકસીની પોળ. | ૬૨ | ૯૨ | ૮૩ | ૪૨ | ૨૭ | ૨૧૭ |
| ડો | ૪૯ | ૮૪ | ૮૮ | ૭૦ | ૨૬ | ૨૪૨ |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| સંઘવીની પોળ. | ૪૫ | ૩૭ | ૪૧ | ૩૫ | ૧૫ | ૧૬૩ |
| ખારવાડો | ૫૯ | ૬૪ | ૧૦૭ | ૭૮ | ૨૯ | ૨૭૯ |
| મુલીંગ | ૩૨ | ૪૪ | ૪૮ | ૪૩ | ૧૪ | ૧૩૫ |
| તંબોળીની પોળ | ૧૧ | ૧૩ | ૧૭ | ૧૨ | ૮ | ૪૨ |
| માણેકચોક | ૨૮ | ૩૪ | ૪૦ | ૨૭ | ૧૮ | ૧૦૧ |
| નીપરી, ચોળાવાડો | ૪૩ | ૫૩ | ૬૯ | ૪૭ | ૨૨ | ૧૬૯ |
| દંતારવાડો ઉંડીપોળ | ૩૫ | ૫૫ | ૬૨ | ૫૧ | ૧૭ | ૧૬૮ |
| વાઘમાસીની ખડકી | ૧૯ | ૨૮ | ૩૩ | ૨૭ | ૭ | ૮૮ |
| અંજીપારેખની ખડકી | ૧૦ | ૧૮ | ૧૪ | ૧૧ | ૨ | ૪૩ |
| જીરાળાપાડો. | ૧૮ | ૨૩ | ૨૬ | ૧૯ | ૮ | ૬૮ |
| શેરડીવાડાની પોળ | ૫ | ૬ | ૮ | ૪ | ૧ | ૧૮ |
| ગંધરક વાડો | ૧૪ | ૨૨ | ૨૪ | ૧૯ | ૬ | ૬૫ |
| | ૪૩૦ | ૬૦૩ | ૬૬૦ | ૪૮૫ | ૨૦૦ | ૧૭૪૮ |

## ચૈત્ય વ્ય૦ કમિટિની કાર્યવાહી અને ભાવિસ્વપ્ન

આ બધું પુસ્તકને પ્રકાશ કરનાર અને દેરાસરો સંબંધી પ્રથમ તપાસ કરી જનતા સમક્ષ રીપોર્ટ રૂપે મુકનાર સંસ્થાની સ્થાપના સ્થંભતીર્થ જૈન મંડળે પોતાની સ્થાપનાના બીજા વર્ષમાં કરી ઉપકરણો આદિ પહોંચાડી આશાતના દુર કરવા બનતો પ્રયાસ સેવ્યો છે. આજે તે કેશર, સુખડ અગરબત્તુ, મોરપીછી, ધુપ, વાળાકુચી, સાવરણી, ફાનસ, ગળેક, દર્પણ, કાથીયા, સુપડી, ચક્ષુ-તિળક આદિ ઉપકરણો રાખે છે. જે જરૂર પડે તે દહેરે વિના મુલ્યે આપે છે; એ બદલ જે કોઈ પૈસા આપે છે તે લઈ એ કરે છે. વળી વર્ષમા તેના તરફથી બે એક વાર તપાસ લેવાય છે. તેમજ કેટલીક વાર સાવરણીઓ, કાથીયા વગેરે છુટથી બધે પહોંચાડાય છે ખંભાત ખાતે મંત્રી તરિકે રા. મુળચંદ હીરાચંદ ચોકસી આ કાર્ય સેવાભાવે બજાવે છે અને હિસાબ પણ ચોકખાઇભર્યો રાંખે છે, એ

ગણ્યુ ઉદ્યોગોથી હાથ ધોઇ બેઠા છે એમ કહીએ તો ચાલે, એથી પરિણામે નિંદા અને આળસ વધ્યાં છે. પૂર્વે આ સ્થિતિ નહોતી; પુનઃ જાગ્રત થવાની હાકલ છે.

જૈન સમાજમાં વીશાશ્રીમાળી, દશાશ્રીમાળી, વીશાપોરવાડ દશાપોરવાડ અને ઓશવાળમાં એમ પાંચ જ્ઞાતિનો સમાવેશ થાય છે. કેટલાક કણબીઓ તેમજ થોડાક બીજી ન્યાતવાળાઓ જૈન ધર્મ પાળે છે જે સર્વેને સ્વામીવાત્સલ્યના જમણમાં સ્થાન મળે છે. જમણ વ્યવહારમાં ઉક્ત જ્ઞાતિઓને પરસ્પર સંબંધ છે. છતાં કન્યા-વહેવાર સ્વજ્ઞાતિ પુરતોજ છે. જો કે વર્તમાનકાળે તો વીશાશ્રીમાળી જ્ઞાતિ ઉક્ત ચાર સાથે જાહેર રીતે જમણનો વ્યવહાર નથી પાળી શકતી. આ બધાના મૂળમાં કેવળ અજ્ઞાનતાભર્યા ને સંકુચિતવૃત્તિજનક કલેશો સિવાય અન્ય કંઈ મહત્વનો ભેદ નથી. જ્ઞાતિઓમાં મોટી વીશાશ્રીમાળીની જ્ઞાતિ હોવાથી કાર્યમાં આગળ પડતી પણ તેજ છે. કાપડ અને સોના ચાંદીના ધંધામાં અગ્રપદ તેનું છે. અને કરિયાણામાં પણ તેમ કહી શકાય. છતાં 'કંકાશે ગોળામાંનું પણ ધટે' એ કહેવત અનુસાર આ સ્થિતિ તેમના હાથમાંથી સરતી જાય છે, એથી સવેળા ચેતી જઈ એ કુસંપને દુર કરવાની ચેતવણી છે. તે વિના જૈન સમાજનું ગૌરવ હવે નહીં જળવાય. આજના કલહો અને સુસ્ત દશા જોતાં હૃદય ડંખે છે. કાગળ લખવા છતાં દરેક જ્ઞાતિની ચોકસ્સ સંખ્યા પ્રાપ્ત નથી થઇ, એટલે એ સબંધે મૌન રહી કેવળ વીશા-શ્રીમાળી જ્ઞાતિની જે નોંધ સં. ૧૯૭૯ ની સાલમાં સ્થંભતીર્થ જૈન મંડળ તરફથી લેવામાં આવી હતી તે ટાંકી વિરમીશું.

| લત્તાનું નામ. | ઘરસંખ્યા. | નર. | નારી. | બાળક.. | વિધવા. | કુલ. |
|---|---|---|---|---|---|---|
| ચોકસીની પોળ. | ૬૨ | ૬૨ | ૮૩ | ૪૨ | ૨૭ | ૨૬૭ |
| નાગરવાડો | ૪૯ | ૮૪ | ૮૮ | ૭૦ | ૨૬ | ૨૪૨ |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| સંઘવીની પોળ. | ૪૫ | ૩૭ | ૪૧ | ૩૫ | ૧૫ | ૧૧૩ |
| ખારવાડો | ૫૯ | ૬૪ | ૧૦૭ | ૭૮ | ૨૯ | ૨૭૯ |
| શૂલીગ | ૩૨ | ૪૪ | ૪૮ | ૪૩ | ૧૪ | ૧૩૫ |
| રતંગેસીની પોળ | ૧૧ | ૧૩ | ૧૭ | ૧૨ | ૮ | ૪૨ |
| માણેકચોક | ૨૮ | ૩૪ | ૪૦ | ૨૭ | ૧૮ | ૧૦૧ |
| ગીપટી, ચોળાવાડો | ૪૩ | ૫૩ | ૬૯ | ૪૭ | ૨૨ | ૧૬૯ |
| દંતારવાડો ઉંડીપોળ | ૩૫ | ૫૫ | ૬૨ | ૫૧ | ૧૭ | ૧૬૮ |
| વાઘમાસીની ખડકી | ૧૯ | ૨૮ | ૩૩ | ૨૭ | ૭ | ૮૮ |
| અંજીપારેખનીખડકી | ૧૦ | ૧૮ | ૧૪ | ૧૧ | ૨ | ૪૩ |
| જીરાળાપાડો. | ૧૮ | ૨૩ | ૨૬ | ૧૯ | ૮ | ૬૮ |
| શેરડીવાડાની પોળ | ૫ | ૬ | ૮ | ૪ | ૧ | ૧૮ |
| ગંધર્ક વાડો | ૧૪ | ૨૨ | ૨૪ | ૧૯ | ૬ | ૬૫ |
| | ૪૩૦ | ૬૦૩ | ૬૬૦ | ૪૮૫ | ૨૦૦ | ૧૭૪૮ |

## ચૈત્ય બ્યં૦ કમિટિની કાર્યવાહી અને ભાવિસ્વપ્ન

આ બધું પુસ્તકને પ્રકાશ કરનાર અને દેરાસરો સંબંધી પ્રથમ તપાસ કરી જનતા સમક્ષ રીપોર્ટ રૂપે મુકનાર સંસ્થાની સ્થાપના સ્થંભતીર્થ જૈન મંડળે પોતાની સ્થાપનાના બીજા વર્ષમાં કરી ઉપકરણો આદિ પહોંચાડી આશાતના દુર કરવા બનતો પ્રયાસ સેવ્યો છે. આજે તે કેશર, સુખડ અંગલુહણ, મોરપીછી, ધુપ, વાળાકુંચી, સાવરણી, ફાનસ, ગળેફ, દર્પણ, કાથીયા, સુપડી, ચક્ષુ–તિળક આદિ ઉપકરણો રાખે છે. જે જરૂર પડે તે દહેરે વિના મુલ્યે આપે છે; એ બદલ જે કાંઈ પૈસા આપે છે તે લઈ એ કરે છે. વળી વર્ષમાં તેના તરફથી બે એક વાર તપાસ લેવાય છે. તેમજ કેટલીક વાર સાવરણીઓ, કાથીયા વગેરે છુટથી બધે પહોંચાડાય છે ખંભાત ખાતે મંત્રી તરિકે રા. મુળચંદ હીરાચંદ ચોકસી આ કાર્ય સેવાભાવે બજાવે છે અને હિસાબ પણ ચોકખાઇભર્યો રાંખે છે, એ

ભાઈ ઘીણી ચકલા આગળ રહે છે. આ રીતે ઉપકરણો પુરા પાડવામાં તેમજ એની જાહેરાતને અંગે કમિટિએ ઠીક પ્રગતિ કરી છે. લગ્નાદિ પ્રસંગોએ પાંચે જ્ઞાતિમાંથી તેને ધનની રકમો મળે છે તેમજ મંડળના સભ્યો ખાસ કરી માનતાની રકમમાંથી ફાળો આપતા હોવાથી અને કાર્યવાહકો કરકસરથી કામ લેના હોવાથી એ ખાતું સારી રીતે નભે છે. પ્રારંભના એના ઉદ્દેશોમાંના અર્ધા ઉપરાંત બર આવ્યા છે. અને બાકી રહેલામા નીચેના મુખ્ય છે જે પ્રતિ જનતાનું લક્ષ્ય ખેંચવું જરૂરી છે.

(૧) દહેરાસરમા બે ચાર જગાએ હાથ લ્હોવાના ટુકડા બાંધવા કે જેથી કેશરવાળા હાથ લ્હોવાથી થાંભલા બગડે છે તે ન બગડે. આટલી સામાન્ય બાબત પણ ભાવિકો નથી પાળી શકતા. કોઇક ગ્યણે કકડા નજરે પડે છે તો ઉપયોગ કરનારા નથી જણાતા. આ વાત પર લક્ષ દેવાની જરૂર છે.

(૨) પૂજાના વસ્ત્રો દરેકે ઘરના રાખવા જોઇએ; કેમકે તે વિના એ સ્વચ્છ ને ધોયેલા રહેવાનો સંભવ ઘણો ઓછો છે. આ બાબતમાં આપણું દુર્લક્ષ્ય બહુજ છે. બીજા પ્રસંગે સારા વસ્ત્રોથી સજ્જ થઇ સમાજમાં ફરનારા પૂજા કરતી વેળા જે વસ્ત્રો પહેરે છે એ જોઈ દ્દાનું અંતર ન દુભાય? ઘણી વેળા એ એટલાં અસ્વચ્છ હોય છે કે તેમાંથી બદબો પણ કોઇ વાર છુટતી હોય છે, તે ફાટેલા પણ હોય છે અને આ બધા ઉપરાત થેપાડા ખેસનો ભેદભાવ તેમાં રહેતો નથી. કેટલીક વાર એક જેને ખેસ તરિકે ચોઢે છે તેને બીજો પહેરવામાં કામ લે છે. પણ આ વાત ધર્મી બન્ધુઓને ક્યારે ગળે ઉતરશે?

(૩) દેરાસરોની લનાવાર પુનઃ વહેંચણી કરવી અને તેમાં ઘટતી બિંબસંખ્યા રાખીને જે ખાસ કરી ધાતુના વધારાના બિંબો જૈનશાળા નજીકના એક દેવાલયમાં પધરાવવા કે એટલા પુરતો ગોઠી રાખી બાકીના દરેકમાં શ્રાવકો જાતેજ પૂજા કરી લે. આજે કેટલક દહેરે ગોઠીયો રાખવા પડયા છે કેટલાકમાં બિંબસંખ્યા

વિશેષ છે. કેટલેક સ્થાને વસ્તીના પ્રમાણુ કરતાં દહેરાની સંખ્યા વધુ છે, એટલે પણુ ગોઠીની જરૂર પડે છે. આમ વિખરાયેલી સ્થિતિમાં બરાબર પૂજા થાય છે કે નહિં એની દેખરેખ કોણુ રાખી શકે ? ગોઠી ખરચ તો વધારે થાય છે અને વિશેષમાં ટુંકા વખતમાં પરવારી કામે વળગવાવાળા પૂજા કરવા જવાની પહેલ નથી કરતા; કેમકે એકલા હોય તો મોડું થવાની ભિતિ રહે છે. એથીજ ઉપરની વ્યવસ્થા અમલમાં મૂકવા જેવી છે. પછી તેટલા પૂરતીજ દેખરેખની જરૂર રહે.

(૪) મૂળનાયક સિવાયની સ્ફટિક તેમજ ચાંદીની પ્રતિમાઓ જૂદા જૂદા દહેરાઓમાંથી લઇ મોટા દેરાસર અગર સ્થંભણુજીમાં એક સારી મજબુત જગાએ રાખવી, તેમજ પૂજા સારૂ ખાસભક્તિભાવવાળા શ્રાવકને નિયત કરવો. આની વ્યવસ્થાના અભાવે સિમંધરજીના દહેરામાં ગોઠી દ્વારા સ્ફટિકની એકાદ બે પ્રતિમાઓ ખંડિત થઈ ગઇ છે વળી એ ભય દૂર થવા ઉપરાંત ચોરાવાનો ભય પણુ ન રહે કે જે લક્ષ દેવા જેવી વાત છે.

(૫) હિસાબની ચોખવટ વ્યવસ્થાપકો જુદો જુદો હિસાબ રાખે છે અને જાણી જોઇને કોઇ પૈસા ખાતું નથી કિંવા બગડવા દેતું નથી એ વાત માન્ય રાખીએ તો પણુ દેશકાળ જોતાં લાંબો સમય એ પ્રથા ચાલુ રાખવામાં જોખમ છે. આમ દરેક જુદું જુદું રાખે એમાં મુશ્કેલી પણુ વધુ છે. એના કરતાં જૈનશાળા અગર તેવી એકાદ સંસ્થા તો સંઘની હોય છે તેના હસ્તક દરેક દહેરાનું હિસાબી કાર્ય મૂકવામાં આવે તો આ મુશ્કેલી ઝટ દૂર થાય. કોલમ સીસ્ટમથી બદામ, ચોખાથી માંડી દાગીના પર્યંતની રકમો જમા થાય તેવી ગોઠવણુ થઇ શકે અને રસીદ સીસ્ટમથી એક પાઇની પણુ ચોરી ન થાય તેવી વ્યવસ્થા કરાય. આ ત્યારેજ બને કે સંઘમાં સંપ હોય અગર જ્ઞાતિના પ્રશ્નો કોરાણે રાખી, ધાર્મિક અને સંઘના

સવાલો સાથે બેસી ચર્ચવાનો યાને તેનો તોડ લાવવાનો ઉમંગ હોય. વાત પણ દીવા જેવી છે કે દેવદ્રવ્ય કે જ્ઞાનદ્રવ્યમાં મમત્વ કે મન-ફેર હોઇ શકે પણ કેમ ? વર્તમાન વ્યવસ્થાપકોની એક મંડળી આ કાર્ય હાથમાં લે તો ટુંક સમયમાંજ દેવાલયોની સ્થિતિમાં સારી સુધારણા થાય, દેવદ્રવ્યના લુણામાંથી સ્હેજે બચી જવાય, દ્રવ્યની વ્યવસ્થા ઠીક જળવાય અને ઓછા ખરચે સારૂં કાર્ય દેખાડી શકાય. વિશેષમાં યાત્રાળુ વર્ગ તરફથી વધતી મ્હાય પણ મળી શકે. અરે એક દહેરાની વધારે પડતી રકમમાંથી બીજાનો જીર્ણોદ્ધાર કરાવી હક્કતેથી એ રકમ વસુલ લેવાય અને આશાતના ટાળી શકાય. આપનારને પણ એક સસ્થા હસ્તકના ચોખાવટ ભર્યો હિસાબ જોઇ આપવાનું મન થાય. માણસોના પગાર પણ સસ્થાને ભારે ન પડે. આ વાતને પરિસ્થિતિ જોતા અશક્ય માનીનેજ ભાવિ સ્વપ્ન તરિકે ઉલ્લેખી છે. જ્યાં કેટલાંયે સ્વપ્નો ખરા પડયાં છે તેમ આ પણ ખરૂં પડે તો ખંભાતના સંઘ માટે અને લેખક માટે ગૌરવનો વિષય ગણાય.

ખંભાત ભભવેનો ભાગ્યો તૂટ્યો, વા મલ્યો તેવો અગર મારી મતિ પ્રમાણે ગૌરવ ભર્યો ઇતિહાસ અહીં સંપૂર્ણ થાય છે. મોટા ભાગે એનું ભૂતકાલીન ગૌરવ બાદ કરીએ તો ઘણી ખરી બાબનો જૈન સમાજને લગતીજ છે. લેખક જૈન હોવાથી હેતુ પણ તેજ કલ્પેલો. યાત્રાળુઓને પ્રાચીન તીર્થ સ્થંભણપુરની યાત્રા સરળતાપૂર્વક થઇ શકે એ મુદ્દા પર ધ્યાન રાખી, આ લઘુ પુસ્તિકાની યોજના કરી છે.

વિશેષમા ભૂતકાળનો આ ગૌરવભર્યો ઇતિહાસ વાંચી વર્તમાન-કાળની જ્ઞાતિઓ અને તેના આગેવાનો ઐક્યતાના ફળ આંકી ભવિષ્યમાં સંઘની સ્થિતિ સુધરે તેવાં પગલાં સારૂ કોમળહૃદયી બનો એ પ્રભુ પ્રતિ પ્રાર્થના. સર્વ યુવાન વર્ગને સંકુચિત વિચારશ્રેણિમાંથી નિકળી જઇ દેશકાળ અનુસાર કામ કરવા મંડી જવા વિનંતી છે. ૐ શાન્તિ.

શ્રી૦ ચૈત્યવ્યવસ્થાપક સમિતિનું સં. ૧૯૮૪ ના આસો વદ ૦))ના રોજ પુગ થતા મધુ વનણ/સરવૈયું

જ

૯૦૦—૮-૬ નિભાવ ફંડ

૮૦૮-૧૫-૦ જુની બાકી

૯૧—૯-૬ ત્રણ વર્ષનો વધારો.

૯૦૦—૮-૬

૬—૫-૯ શ્રી ચીમનલાલ દ શાહના દેવા

૧૬૫—૦-૦ શ્રી સ્તંભતીર્થ જૈન મંડળના દેવા

૧,૦૭૧-૧૪-૩

ઉ

૭૯—૬-૦ શ્રી નગીનદાસ આશાલાલ પાસે લેણા

૪-૧૨-૦ શ્રી. મૂળચંદ સુનીલાલ પાસે લેણા

૬૦૦—૦-૦ બેંક ઓફ ઇન્ડીયા ફીક્સ્ડ ડીપોઝીટના લેણા

૩૪૩-૧૪-૯ શ્રી. બેંક ઓફ ઇન્ડીયા મેવીન્સ ડીપોઝીટના લેણા

૧,૦૨૮—૧-૩

૪૩-૧૩-૦ શ્રી પુગત બાકી 'જણસે

૨૮—૩-૦ શ્રી મુ હી ખભાત

૧૫-૧૦-૦ શ્રી લ છો મુંબાઇ

૪૩-૧૩-૦

૧૦૭૧-૧૪-૩

**લલ્લુભાઇ છોટાલાલ**

મંત્રી

## શ્રી ચૈત્ય વ્યવસ્થાપક સમિતિનો સં. ૧૯૮૨-૮૩-૪ નો આવક ખર્ચનો હિસાબ.

**જ**

| | |
|---|---|
| ૨૯૫-૦-૦ | શુભ પ્રસંગ ભેટઃ |
| | ૧૦૬-૦-૦ મં. ૧૯૮૨ |
| | ૮૪-૦-૦ મં. ૧૯૮૩ |
| | ૧૦૫-૦-૦ મં. ૧૯૮૪ |
| | ૨૯૫-૦-૦ (પરિ૦ અ) |
| ૪૬-૦-૦ | માનતામાંથી ભેટઃ |
| | ૧૦-૦-૦ મં. ૧૯૮૨ |
| | ૨૯-૦-૦ મં. ૧૯૮૨ |
| | ૭-૦-૦ મં. ૧૯૮૪ |
| | ૪૬-૦-૦ (પરિ૦ બ) |
| ૧૩૨-૨-૩ | વ્યાજની આવકઃ |
| | ૪૦-૧૧-૩ સં. ૧૯૮૨ |
| | ૬૫-૫-૯ મં. ૧૯૮૩ |
| | ૨૬-૧-૩ સં. ૧૯૮૪ |
| ૧૩૨-૨-૩ | |
| | ૪૭૩-૨-૩ |

**ઉ**

| સં. ૧૯૮૨ | સ. ૧૯૮૩ | સં ૧૯૮૪ | વસ્તુની વિગત |
|---|---|---|---|
| ૨૭—૭-૦ | — | ૧૦—૪-૩ | ચક્ષુ-ટિલક |
| ૬-૧૫-૦ | — | — | ફાસણુ |
| ૨૯—૮-૬ | ૩૨—૯-૯ | ૧૭—૮-૬ | સાવરણી |
| ૪૯-૧૨-૦ | ૩૦—૧-૩ | ૨૧—૧-૬ | કેશર |
| ૫—૦-૦ | ૫—૦-૦ | ૧૦—૦-૦ | અગરબત્તી |
| ૧૭-૧૧-૦ | ૧૭—૦-૦ | — | કાથીયાં |
| ૧૯-૧૧-૦ | — | ૧૭—૮-૦ | સુખડ |
| ૨૮—૦-૦ | — | — | રીપોર્ટનીછપામણી |
| ૧-૧૦-૦ | ૧-૧૪-૦ | ૪-૧૪-૦ | સ્ટેશનરી |
| ૦-૧૪-૦ | ૧—૨-૦ | ૧-૧૪-૦ | પરચુરણખર્ચ |
| — | ૪—૧-૦ | ૨-૧૩-૦ | વાળાકુંચી |
| — | ૧—૮-૦ | ૧—૦-૦ | મારપીછી |
| — | ૧૦—૪-૦ | — | પેટીતાળાં |
| — | — | ૧૨-૧૩-૯ | અંગલુહણાં |
| — | — | ૨૯—૩-૯ | ગલેફ |
| — | — | ૪—૪-૦ | બોર્ડ |
| — | — | ૨-૧૦-૬ | લાકડાની પેટી |
| ૧૮૬-૮-૬ | ૧૦૩-૮-૦ | ૧૩૫-૧૫-૩ | =૪૨૫-૧૫-૯ |
| | | વેચાણની આવક બાદ | ૪૪-૭-૦ |
| | | | ૩૮૧-૮-૯ |

**ભાદરવા વદ ૦)) ના રોજ સિલકના સામાનની યાદી.**

| | |
|---|---|
| ખાદીનો તાકો ૧ ફાડેલો | વાળાકુંચી. ૧૮ |
| મોરપીંછી ૮૯ | આરસા ૧૨ |
| સુખડ કકડા. ૧૩ | કેસર તોલા ૬ |
| અગરબની પડીકાં ૩ | કાથીયાં નંગ ૧૮ |
| સાવરણી નંગ ૧૦૫ | સુપડી નંગ ૧૯ |
| ફાનસ ૧ જુનું | બોર્ડ નંગ ૧૮ નવા |
| બોર્ડ નંગ ૧૭ જુનાં | કાંટા. ૨ નાના મોટા. |
| તાળાં ૨ જુનાં પીતલનાં | લગન ગીતની ચોપડી ૧૨ |
| ગલેફ નંગ ૫૪ | ચક્ષુ જોડા ૫ નાના નવા |
| ચક્ષુ જોડા ૬ મોટા નવા. | ચક્ષુ જોડા ૧૨ નાના મોટા જુન |

## અપાયેલી ચીજોની યાદી

| વસ્તુ. | ૧૯૮૨ | ૧૯૮૩ | ૧૯૮૪ | કુલ |
|---|---|---|---|---|
| કેસર | તો. ૧૮ | તો. ૧૮ | તો. ૨૩ | તો. ૫૯ |
| સુખડ કકડા | ૫ | ૩ | ૧૧ | ૧૯ |
| વાળાકુંચી | ૧૯ | ૧૬ | ૨૭ | ૬૨ |
| ફાનસ | ૪ | ૨ | ,, | ૬ |
| મોર પીછી | ૩૮ | ૨૯ | ૮ | ૭૫ |
| અંગલુહણુ | ૪૨ | ૧૧ | ૨૯ | ૮૨ |
| ગલેફ | ૪૪ | ,, | ૧૦૫ | ૧૪૯ |
| અગરબત્તી | શે. ૪ | શે. ૬ | શે. ૯ | શે. ૧૯ |
| સાવરણી | ૭૩ | ૧૧૩ | ૪૮ | ૨૩૪ |
| કાથીઆં | ૨૩ | ૨ | ૭ | ૩૨ |
| સુપડી | ૭ | ૮ | ૧૧ | ૨૬ |
| દર્પણ | — | — | ૧ | ૧ |
| ચક્ષુ જોડા | — | — | ૨૧ | ૨૧ |

પરિશિષ્ટ. ઞ.

## સુભ પ્રસંગ ભેટની વિગત.

### સં ૧૯૮૨.

| | |
|---|---|
| ૨ અંબાલાલ છોટાલાલ | ૨ નગીનદાસ આશાલાલ |
| ૫ પોપટલાલ મુલચંદ | ૨ જીવાભાઇ મુલચંદ |
| ૭ દલસુખભાઇ નાથાભાઇ | ૧ ભાઇલાલ ખુબચંદ |
| ૩ કસ્તુરચંદ જેચંદ | ૧ હુકમચંદ હીરાચંદ |
| ૨ અંબાલાલ બાપુલાલ | ૩ સોમચંદ મગનલાલ |
| ૨ રમણલાલ દલસુખભાઈ | ૧ મંગલદાસ સરૂપચંદ |
| ૫ નેમચંદ જેઠાલાલ | ૪ જીવાભાઇ મગનલાલ ચોક |
| ૫ મનસુખ ઝવેરચંદ પારેખ | ૧ માણેકચંદ હીરાચંદ |
| ૫ ફુલચંદ ગગલદાસ | ૨ મણીલાલ લાલચંદ |
| ૨ રાયચંદ માણેકચંદ | ૧ ઠાકરસી અમરચંદ |
| ૨ સોમચંદ પોપટચંદ | ૨ ભોગીલાલ છોટાલાલ |
| ૫ હીરાચંદ ડાહ્યાભાઇ | ૩ અંબાલાલ વર્ધમાન |
| ૪ મણીલાલ મગનલાલ | ૫ અંબાલાલ મગનલાલ |
| ૩ નેમચંદ સકલચંદ | ૧ હરીલાલ લાલચંદ |
| ૩ છોટાલાલ લખમીચંદ | ૩ ઉમેદચંદ ડાહ્યાભાઇ |
| ૩ મોતીલાલ નગીનદાસ | ૪ કસ્તુરચંદ છોટાલાલ |
| ૩ ઉમેદચંદ ખીમચંદ | ૪ જીવાભાઇ હીરાચંદ |
| ૨ જીવાભાઇ સાકરચંદ | ૩ ચુનીલાલ પરતાપચંદ |

### સંવત ૧૯૮૨.

| | |
|---|---|
| ૫) ભુલાખીદાસ નાનચંદ | ૧) ગુલાબચંદ લલ્લુભા. |
| ૨) વજેચંદ મુલચંદ | ૯) નગીનદાસ કસળચંદ |
| ૨) જવેરચંદ વખતચંદ | ૧) સકલચંદ માણેકચંદ |
| ૨) સોમચંદ હકમચંદ | ૫) પાનાચંદ લાલચંદ |

૧) ગાંડાભાઇ વર્ધમાન
૩) રતનચંદ હેમચંદ
૨) અંબાલાલ કીલાભાઇ
૩) લખમીચંદ અમીચંદ
૨) દલસુખભાઇ ફુલચંદ
૧) ભોગીલાલ જેઠાભાઇ
૧) ચુનીલાલ અમરચંદ
૨) વાડીલાલ વર્ધમાન
૧) અંબાલાલ રતનચંદ
૧) છોટાલાલ મગનલાલ
૨) ભાઇલાલ અમથાલાલ
૧) ડાહ્યાભાઇ છગનલાલ
૪) મોતીલાલ કપુરચંદ
૧) હીરાલાલ નાનાલાલ
૧) શકરાભાઈ

૩) છોટાલાલ દેવચંદ
૧) ભાઇચંદ મકલચંદ
૩) વીરચંદ ખીમચંદ
૩) નાથાલાલ અમરચંદ
૧) છોટાલાલ મગનલાલ
૨) ખુબચંદ મોતીલાલ
૨) મુદરલાલ અમરચંદ
૧) મનસુખભાઈ ઝવેરચંદ
૧) મલુકચંદ રતનચંદ
૨) હેમચંદ રવચંદ
૩) પોપટલાલ મુલચંદ
૧) સાકરચંદ રણછોડ
૩) ઠાકરશી છોટાલાલ
૨) મનસુખભાઈ લાલચંદ
૨) સકરચંદ ભુરાભાઈ
૧) શા. ખાતે.

| | |
|---|---|
| ૨) મનસુખ ભાઇ | ) ઠાકરસી અન |
| ૧) સોમચંદ સકલચંદ | ) રતનચંદ કસળચં |
| ૧) મણીલાલ ડાહ્યાભાઇ | .) અંબાલાલ છગન |
| ૨) નગીનદાસ જીવાભાઇ | ૧) છોટાલાલ છગનલાલ |
| ૪) ચુનીલાલ મગનલાલ | ૧) ચુનીલાલ છે વ |
| ૩) પોપટભાઈ સોમચંદ | ૧) મનસુખ અમરચંદ |
| ૨) પરસોતમ છોટાલાલ | ૪) દલસુખભાઇ લાલચં |
| ૨) છોટાલાલ સરૂપચંદ | ૩) પાનાચંદ કસ્તુરચંદ |
| ૨) વજેચંદ મેલાપચંદ | ૧) ગફુરભાઇ નાલચંદ |
| ૪) મોહનલાલ જીવાભાઇ | ૧) વાડીલાલ બાલાભા |
| ૨) ગાંડાભાઈ મુલચંદ | |

૫) ઠાકરશી હીરાચંદ ન્યાત વખતે મરવાળો સં. ૧૯૮૨ રૂ. ૧૦૧
૩) ઠાકરસી હીરાચંદ લગન વખતે ,, સં. ૧૯૮૩ રૂ. ૮૫
૩) ચીમનલાલ ડાહ્યાભાઇ ,, સં. ૧૯૮૪ રૂ. ૧૦૧

પરિશિષ્ટ થ

## શ્રી માનતા ખાતાની મળેલી રકમની વીગત,

### સંવત ૧૯૮૨

૧૦) મગનલાલ વીરચંદ

### સંવત ૧૯૮૩

૨) મોમચંદ છોટાલાલ
૧૧) ગુલાબચંદ પોપટચંદ
૬) હીમતલાલ છોટા
૧૦) કેશવલાલ ...

### સંવત ૧૯૮૪

૨) ત્રીભોવનદાસ ગાંડાભાઇ
૫) લલ્લુભાઇ છોટાલાલ

કમીટીને આપવાને ફરજ પાડશે ચુટણીની ખબર ઉપરના ચાર પ્રકારના સભ્યોને પહોચાડવામા આવશે તેમજ સસ્થા તરફથી પ્રગટ થતું દરેક સાહીત્ય અને રીપોર્ટ પણ મોકલવામા આવશે કાર્યવાહક સભામાં ખાસ કરીને ખભાતનિવાસી બધુઓનેજ નિમવાનું મુકરર કરવામાં આવે છે